

આ પુસ્તકની આશાતના કરવી નહિ.

કલયુગમાં પ્રત્યક્ષ ચમત્કારી.

# શ્રી માણિભદ્ર તીર્થનું વર્ણન.

સરસ્વતી તાવ વગેરે પદોનો સંગ્રહ.

જુના પુસ્તકો ઉપરથી છપાવી પ્રસિદ્ધ કરનાર


યતી શ્રી દોલતરૂચીજી લાલરૂચીજી.

આગલોડ—ઉત્તર ગુજરાત.


સ[illegible] ૯૪ સ્ત[illegible]ન..


રીચીરોડના પુ[illegible] ન[illegible] શ્રીજૈન [illegible]વિજય પ્રેસમાં શા.
પોપટલાલ [illegible]થાલા[illegible] છાપી [illegible] ૧૬—અમદાવાદ.

દ્વિતિયાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭[illegible] વીર સંવત ૨૪૪૮. સને ૧૯૨૧.


અર્પણ.



આ પુસ્તકની આશાતના કરવી નહિ.

કલયુગમાં પ્રત્યક્ષ ચમત્કારી.

# શ્રી માણિભદ્ર તીર્થનું

# વર્ણન.

સરસ્વતી તાવ વગેરે પદોનો સંગ્રહ.

જુના પુસ્તકો ઉપરથી છપાવી પ્રસિદ્ધ કરનાર

## યતી શ્રી દોલતરૂચીજી લાલરૂચીજી.

આગલોડ—ઉત્તર ગુજરાત.



રીચીગેડના પુલ નીચે શ્રીજૈનવિદ્યાવિજય પ્રેસમાં
શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યું—અમદાવાદ ૧૧૬

દ્વિતિયાવૃતિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૮ વીર સંવત ૨૪૪૮. સને ૧૯૨૧.

અર્પણ

# પ્રસ્તાવના.



આજકાલ ઘણી બાબતોનાં વર્ણનો વાંચવામાં આવે છે. તેમાં આવાં પ્રાચિન તીર્થોનો હેવાલ અત્યંત આવશ્યક હોવાથી યથામતિ મળી આવ્યો તે દાખલ કર્યો છે. માણિભદ્ર વીરનુ તીર્થ ઘણા વખતથી આગલોડ પાસે મગરવાડા નામે પ્રસિદ્ધ છે. હવે આગલોડ ગામ એ પ્રદેશ પ્રથમ પ્રાચીન કાળમાં બાવીસમા શ્રી નેમીશ્વર ભગવાન વારે પાંચ પાંડવ થયા તે વખતમાં મોટું ગંજાવર અને ભયભીત વન હતું. ફક્ત તે વન નજીક એક સોજા નામે નગર હતું, તે નગરમાં બહોળી વસ્તી હતી, એટલે દંત કથામાં એમ કહેવાય છે કે–નવસો નવાણું નાડીનુ જુથ્થ હતું. એટલે તે નગરમાં ખેડુત લોકોનાં નવસો નવાણું હળ ખેડ કરવા સારૂ નીકળતાં. ત્યારે વિચારો કે એ પ્રમાણમાં બ્રાહ્મણ વણીક અને વૈશ્ય વીગેરે લોકોની વસ્તી કેટલી હશે ? હવે આપણે આગલોડ એ ગામની મુળ સ્થિતી તપાસીએ. ગંજાવર વન હતું તે વન અગસ્થ વન નામે ઓળખાતું હતું તે વન વિશે ફક્ત અગસ્થ માહા તપસ્વી મુની રહેતા હતા. એકદા તે વન વિશે એક રાક્ષસ પેદા થયો તે રાક્ષસ નજીકના સોજા નગરના લોકોને

પીડવા લાગ્યો અને તેના અત્યંત ત્રાસથી નગરના માણસો ઘણાજ ગભરાવા લાગ્યા; ને રાક્ષસનો ભય કેવા પ્રકારે નાશ પામે એવા વિચારો કરતાં એમ નીરણય કર્યો કે અગસ્થ મુનીનો આશ્રય લેવાથી રાક્ષસનો ભય દુર થશે; એમ વિચારી નગરના સઘળા માણસો ભેગા થઇ અગસ્થ મુનીના આશ્રમે આવી વિનંતી કરવા લાગ્યા કે મહારાજ અમારે માથે આપ જેવા મહાન ગુરૂ છતાં અમોને આ વનની અંદરનો રાક્ષસ દુખી કરે છે તો અમારે બીજા કોનો આશ્રય લેવો? માટે તમારા તપોબળે કરી અમોને પીડતા રાક્ષસના દુ:ખનો અંત આણો.

**અગસ્થમુની**—અરે! નગરજનો તમારી દુખી સ્થીતિ જોઈ મને ઘણીજ દયા આવે છે, ને હવે તમારા દુખોનો અંત આવ્યો છે એમ સમજજો. હું દૈવયોગે તે રાક્ષસનો નાશ કરી રાક્ષસના દુ:ખથી મુક્ત કરીશ. એમ નગર જનોને સંતોષી વિદાય કર્યા પછી અગસ્થ મુનીએ શ્રી માણિભદ્ર વીરનું આરાધન કર્યું એટલે મહાન બળીષ્ટ શુરવીર, સેવકનાં સંકટ ટાળવાને સમર્થ સ્મરણ કરતાં તાત્કાલીક અવાજ આપનાર શ્રી માણીભદ્ર વીર પોતાની ચોસઠ યોગણી, બાવનવીર સેનાએ સહીત પ્રકટ થઇ તે રાક્ષસને તુરતજ હણ્યો. લોકોના દુખોને દુર કરી સ્વસ્થાનકે ગયા ત્યાર બાદ :ઘણા કાળે અગસ્થ મુની કાળગમન થયા પછી સોજા નગરની ભાગતી થવા લાગી. રોગોના

ઉપદ્રવ થવા લાગ્યા, એટલે નગરના લોકો એકઠા મળી અ-
ગસ્થવનની ઝાડી કપાવી ત્યાં નવીન ગામ બાંધવાને તોરણ
બાંધ્યું, અને અગસ્તપુર એવું ગામનું નામ સ્થાપી લોકો
ત્યાં આવી રહેવા લાગ્યા, એટલે થોડે થોડે અગસ્થપુરમાં
વસ્તીનો વધારો થયો. હાલ પણ શ્રીમદ જૈનાચાર્યસુરી
શ્રીજી મહારાજો પટા લખે છે તેમાં પણ સોઝા પટે આ-
ગલોડ લખે છે, એટલે અસલની પુરાણી રીતને તેમને જારી
રાખી છે વળી જેમ જેમ કાળ ગમન થતો ગયો તેમ તેમ
માણસોની વૃત્તિઓ પણ બદલાણી ગામનું નામ અગસ્થ
પુર હતું તે અજ્ઞાનતાના લીધે ટુંક બોલીમાં આગલોડ
એ નામ ચાલુ રહ્યું. હવે આગળ કયા કયા રાજાઓ થયા
તે વાત કાંઈ મળી આવી નથી. ફક્ત રામસીંગ રાજા સંવત
૧૭૩૩ ની સાલમાં થયા. તે વખતમાં શાન્તી સોમજીએ
માણીભદ્ર વીરનું આરાધન કરી લોકોમાં માનતા શરૂ ક-
રાવી હતી તે પહેલાં પણ વીરનુ સીખરબંધ દેરાસર મો-
જુદ હતું ત્યાર બાદ સંવત ૧૮૯૦ ની સાલમાં હરીસીંહજી
રાજાના વખતમાં પન્યાસ મુકતીવિજયજીના ઉપદેશથી
આગલોડના જૈનસંઘ તરફથી વીરના મંદિરનો ફરી જી-
ર્ણોદ્ધાર. કરાવ્યો હતો તેની પાસે આદિશ્વર ભગવાનની
પાદુકાનું તિર્થ છે. આ સઘળુ જોતાં પ્રથમની સંપૂર્ણ જાહો-
જલાલી જણાઈ આવે છે. હાલ તે ગામમાં આશરે ૧૦૦
ઘર શ્રાવકોની વસ્તીનાં છે બે સીખરબંધ દેરાસર છે તે

પૈકી જેમાં સુમતિનાથની પ્રતિમા મુળ નાયકે બીરાજમાન છે તે દેરાસર સંવત ૧૬૭૦ માં બંધાવેલ છે તેની પછવાડે રાયણ તળે શ્રી આદીશ્વર ભગવાન તથા સુમતીનાથ અને પારશ્વનાથજી પાદુકાની દેરી શ્રાવક ચુનીલાલ બાદરસીએ સંવત ૧૯૭૯ની સાલમાં બંધાવેલ છે; તે દેરાસરના ઉગમણી બાજુના બારણામાંથી નીકળતાં જમણા હાથની બાજુએ ચોખઠાની અંદર ઓરડીમાં પન્યાસ દોલતરૂચીજીએ લાવેલ નાગફણા પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપીત કરેલી છે બીજું જેમાં સોઝા ગામના દેરાસરની પ્રતિમા શ્રી કલ્યાણ પાર્શ્વનાથ બીરાજમાન છે. તે દેરાસર સંવત ૧૮૬૫ માં બંધાવેલ છે, તે દેરાસરના મેડા ઉપર અરોડા ગામના દેરાસરની પ્રતિમાઓ લાવેલ તેમાં મુળ નાયક શ્રી ગોડી પાર્શ્વનાથ બીરાજમાન છે. આ ગામ સાબરમતી નદીના કાંઠા પર છે. તેમાં પાઠશાળા, ઉપાશ્રય, પોસ્ટ અને નિશાળ છે. વળી અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ હેમાભાઈ તથા લાલભાઈ દલપતભાઈ વીગેરે ઓશવાળના કુળદેવ તરીકે આ માણીભદ્રવીર ગણાય છે. અને હજુ પણ તેઓ સારૂ માન ધરાવે છે લગ્નપ્રસંગ પહેલાં દેવગણા-અને ગુરૂગણા કરવા તેઓ અહી આવે છે. મુંબાઈ, પુના, કોલ્હાપુર વિગેરે ઘણા વિસ્તારવાળા પ્રદેશમાં આ દેવના માટે ઘણું સારૂ માન છે રાજાઓ પણ તેમને ઘણીજ માન ભરી નજરથી જોતા આવે છે. આ તિર્થના નિભાવ માટે

શ્રી હરિસિંહજીએ જમીન આપેલી છે અને તે હજુપણ તેમના વંશજો માનભરી નજરથી પાળેછે. વીજાપુરના બારોટ લોકો પણ આ દેવને ઘણી માનભરી નજરથી પુજે છે. હરિસીંહજીના વખતના જુના ભાગીદાર બારોટ દતરામ અજુભાઈવાળાએ પણ જમીન આ મંદીરના નિભાવ માટે સંવત ૧૮૧૫ ના અરસામાં ઇનાયત કરેલી છે તે હજુ-પણ માણિભદ્ર વીરના કુવેતરના નામે ઓળખાય છે, અને તે વીરના વહીવટદારોના તાબે છે. વચમાં અશાન્તીના કારણથી અવ્યવસ્થા થવા પામવાથી દેવળ રહેતા નજીકની જૈન શ્વેતાંબર વાડી વીગેરે જીરણ થયું હતું, પણ સંવત ૧૯૬૫ ની સાલથી મહાજને પોતાના હાથમાં કામ સંભા-ળીને વ્યવસ્થા સારી કરી છે. હજુપણ તેમાં ખર્ચ કર-વાની જરૂર તો છેજ. ગૃહસ્થોએ પોતાનો હાથ લંબાવવો જોઇએ. આ ગ્રંથમાં પદ્ય છે તે બનાવનાર તથા એકઠું કર-નાર સ્વર્ગવાસી લાલરૂચિજીના પરમ શિષ્ય દોલતરૂચીજી છે, અને પ્રસિદ્ધ કરનાર પણ તે પોતેજ છે શ્રી માણિભ-દ્રના કારખાનાનો વહીવટ આગલોડ જૈન પ્રંઘ તરફથી આગે-વાન શા. ડુંગરશી સુગચંદ તથા વહોરા નાથાલાલ દલી-ચંદ તથા શા. હરીચંદ ગુલાબચંદ તથા શા. જેઠાલાલ નાનચંદ રાખે છે. યાત્રાઓના માટે વાસણ ગોદડાં વીગે-રેની સવડ છે. આ તિર્થની બધી બાજુએ રેલ્વે આવી જવાથી યાત્રાઓની સારી અનુકુળતા છે–બધા સ્ટેશનોથી

ગાડીઘોડા અને ઉંટ વીગેરેના સસ્તાં સાધનો મળે છે. વીજાપુર [ઉતર ગુજરાત]થી ચાર ગાઉ વડનગરથી દસ ગાઉ માહાદેવપુરાથી છ ગાઉ છે તથા હીમતનગરથી પણ સાત ગાઉ છે રસ્તો નીર્ભય ઉંચ વસ્તીવાળાં ગામો છે. કુદેડા, પેઢામલી, ઇલોલ, સરદારપુર વીગેરે જૈનધર્મનાં પવીત્ર ધામ છે.

લેખક

શા. કંકુચંદ જેઠાલાલ—આગલોડ.



# શ્રી માણિભદ્ર વીર.



શુરવીર અને દાનવીર પરાક્રમી પુરૂષોની ઘણી વાતો તમોએ સાંભળી હશે અને ચરિત્રો વાંચ્યાં હશે. તેમાં આજે તમને "શ્રી મણીભદ્રવીર" આ શબ્દ કાને પડતાંજ વિચાર આવવો જોઈએ કે વળી તે શું ? હુવે આ ઠેકાણે ખાસ જણાવવાની જરૂર છે કે—આ પણ એક શુરવીર ગૃહુસ્થ કે જેણે પોતાની હયાતીમાં ઘણાં ધાર્મિક કામો કર્યાં હતાં. હજુ પણ પોતાનું શુરવીર અને દાનવીરપણું પ્રગટપણે આ લોકમાં અને પર લોકમાં જણાવી રહેલ છે. તેની નીશાની તરીકે તેવા નામથી ત્રણ તિર્થ પ્રવર્તે છે. એક પાલણપુર અને ડીસા નજીકમાં મગરવાડાગામે, બીજું ઉજજન ગામે અને ત્રીજું આગલોડ નજીક મગરવાડા નામે આ માણિભદ્ર વીરનું તીર્થ છે.

**મણિભદ્રવીર**—એ હાલમાં ચોસઠમા વ્યંતર ઈંદ્ર દેવ છે. તેમને અવધિજ્ઞાન છે. ઘણા કાળથી તે પોતાનું દેવાયુ ભોગવે છે ને કુદરતના સાચા નિયમોને સુદ્રઢ રાતે જાણે છે અને પોતાની ઈચ્છાઓ ઉપર કાબુ ધરાવે છે. શુભ કામો કરવામાં પ્રતિદીન ઉદ્યોગી છે, તેમનું દેવ-

ભુવન કયાં છે ? કેટલી સિદ્ધી ધરાવે છે ? શું પરિવાર છે ? તથા આવી રીદ્ધી તેમને શાથી મળી વીગેરે માટે લઘુ ગ્રંથમાં લખવું ઉચ્ચિત નથી. પણ સંક્ષેપમાં તે પ્રથમ કોણ હતા, તેમનું નીવાસથળ કયાં હતું, કયા ગુરૂના ઉપદેશથી ધર્મ આચરી શુભ પરિણામે ચડી આયુ ક્ષય કરી દેવગતી પામી એકાવતારી થયા તે વિશે પ્રાચીનકાળથી વાર્તા ચાલુ છે કે—આ જંબુદ્વિપના દક્ષિણ ભરતક્ષેત્રને વિશે અતિ મનોહર અને ફળદ્રુપ સજળાઇ વાળો માળવ દેશ છે. તે દેશનાં નામિચાં શહેરોમાંનું એક શહેર કે જેનું નામ ઉજ્જેણ નગર તેજ આપણી વાર્તાના નાયક માણેકશાહ શ્રેષ્ટીનું નીવાસસ્થળ હતું વિસ્તીર્ણ રાજ્યમાર્ગો, તેમાં રટણ કરતા હસ્તી, અશ્વ, રથાદીકની ગર્દિવડે સુશોભીત થઇ રહ્યા હતા. ધનીક પુરૂષોનાં રમણીય નિવાસસ્થળો ભરપુર ફર્નિચર અને રંગબેરંગી ચિત્રોવડે નગરની રમ્યતામાં વધારો કરતાં હતાં, બજારની દુકાનો કસ્તુરી, કેસર અને અન્ય કીમતી ચીજોથી ભરપુર નજરે આવતી હતી, અને તે સિવાય અન્ય નજરે આવતાં રમણીય સ્થળોવડે આનંદ પ્રાપ્ત કરી ક્ષિપ્રા નદીતટની ઠંડી હવાથી આચ્છાદિત બાગ ભણી દ્રષ્ટી કરીએ તો ચંપો, ચમેલી, મોગરો, માલતી, ગુલાબ, જુઇ તથા જાઈ ઇત્યાદીક ફુલોની સુગંધ ચોરી લેઇ નજીક વહાતાવર્ગને સુવાસિક કરવાને મંદમંદ વાતો પવન ગર્વથી છલકાઈ રહ્યો હતો. સ્થળે સ્થળે સ્વચ્છ

અને છાંટેલી મનોહર ભુમીપર નાંખેલા બ્રેન્ચો ઉપર સ્નેહી યુવકોનાં ટોળેટોળાં આનંદમગ્ન થઇ વ્યતીત વાર્તાલાપ કરી મુસાફરીના વખતનો સદુપયોગ કરતા નજરે આવતા હતા બાગમાંથી શહેર ભણી દ્રષ્ટિ નાખતાં જણાતા દરવાજાઓનું ઝીણું કોતરણી કામ આંખ્યોને આંજી નાંખે તેવું હતું વિચાર કરતાં જણાઇ આવતું હતું કે કોઇ ઉસ્તાદ યા દેવાંશી કારીગર સીવાય અન્ય પુરૂષ તેની કોતરણીમાં કામ કરી શકે તેમ ન હતું રંગબેરંગી દેવમંદીરની-ધ્વજાઓ આમતેમ ફરકી હવા ખાવા ગએલા ગ્રહસ્થોને આમંત્રણ કરતી હોય એમ દ્રષ્યમાન થતું હતું. આવા રમણીય શહેરમાં, માણેકશા શ્રેષ્ટી અને તેમનું કુટુંબ રહેવાને ભાગ્યશાળી થયું હતું માણેકસા શ્રેષ્ટી તેમના કુટુંબ સહિત શુદ્ધ શ્રાવકધર્મ કુળાચાર પ્રમાણે પાળતા હતા. એકદા લુક્કા ગચ્છના આચાર્ય તેજ નગરના વિષે પધાર્યા, એટલે ધર્મગુરૂ જાણી નગરના તમામ શ્રેષ્ટી વાંદવા સારૂ ગયા. વાંદીને પોતપોતાના યોગાસને બેઠા. ગુરૂએ ઉપદેશ દીધો, તેમાં જૈનવચનની આજ્ઞાને લોપી પોતાના મત પ્રમાણે પ્રતિબોધ આપ્યો, તે મત ફક્ત માણેકશા શ્રેષ્ટીએ અંગીકાર કર્યો. સરવે પોતપોતાના સ્થાનકે ગયા, અને ગુરૂ પણ વિહાર કરી ગયા. માણેકશાએ ઢુંઢક મત અંગીકાર કરી પોતાનો જે કુળાચાર કે દેવદરશન કરવાનો હતો તે છોડી દીધો. આ વાત તેમની

માતુશ્રીના કર્ણગોચર થવાથી તેમને એવો અભિગ્રહ કર્યો કે જ્યારે મારો પુત્ર પ્રથમની માફક દેવદર્શન કરવા જાય અને દેરાસરને ઘણીજ માનભરી નજરથી માને તથા જૈન વચનના અધિકારી શુદ્ધ ગુરૂ હોય તેમને મારી ઉપશાનશાળામાં પધરામણી કરાવી આહાર પાણી આપે ત્યારે મારે ઘી ખાવું આવો અભિગ્રહ ધારણ કરી રહ્યાંછે.

હવે મહાવીરસ્વામીના નિર્વાણ પછી કેટલોક કાળ વ્યતીત થયા પછી ૫૫ મે પાટે તપાગચ્છ બીરૂદ ગચ્છાધીરાજ શ્રી હેમવીમળસુરી આચાર્ય થયા અને તેમની વખતમાં ત્રણ મત જુદા થયા. કમળકળશા, કનકપુરા સંવત ૧૫૬૨ માં કડવામતિ થયા. તેઓ મહારાજ ભવિક જીવોને પ્રતિબોધ આપતા અજ્ઞાન તીમીરને હઠાવી જ્ઞાનરૂપી ચક્ષોને દીપાયમાન કરતા વીચરે છે. એમ વિહાર કરતા કરતા ઘણા દેશોનું પરિયટન કરતા કરતા ઉજ્જેની નગરી સમીપે આવી સમોસર્યા છે, અને તે નગરની બહાર કાઉસગધ્યાને રહ્યા છે. આ વાત માણેકશાની માતુશ્રીના કર્ણગોચર થવાથી તેમનાં રોમાંચીત ઉલસાયમાન થયાં છે. પણ પુત્ર ઢુંઢકમતી છે એટલે તેમને કાંઈ કહી શકે તેમ હતું નહિ, તેથી મૌન કરી રહ્યાં છે. માણેકશાની માતુશ્રીને ઘી ન ખાવાનો જે અભીગ્રહ છે. તે વાત તેમની પુત્રવધુના જાણવામાં આવી તેથી તે વાત પોતાના પતિ માણેકશાને નીવેદન કરી એટલે તેજ દીવસે માણે-

કશાએ પોતાની માતુશ્રીની ઘી ન ખાવા સંબંધી વૃત્તાંત પુછવા લાગ્યા ત્યારે તેમની માતુશ્રીએ કરેલ અભીગ્રહની વાત કહી સંભળાવી.

**માણેકશા**—હું આજ સાંજે ગુરૂમહારાજ પાસે જઈ આપણે ત્યાં પધારવા સારૂ આમંત્રણ કરી આવીશ એમ કહી માતુશ્રીને સંતુષ્ટમાન કર્યાં.

હવે સાંજના છ વાગ્યાનો સમય થયો છે. કમળો પોતાના સ્વામીહસ્ત થવાની દીલગીરીથી સંકોચાતાં માલુમ પડે છે. ચકવો ચકવી વિગેરે પક્ષિઓ પોતપોતાના માળાઓમાં વિશ્રાંતી લેવા વૃક્ષની ડાળીયો ઉપર ચીંચીં કરતાં જણાય છે ગાયો પણ પોતાનાં વહાલાં બચ્ચાઓને મળવાની અપેક્ષાથી ભાં ભાં કરતી દોડતી આવે છે કેટલીક સુઘડ સ્ત્રીઓ પોતાના મકાનોમાં ફર્નીચર સાફસુફ કરી લેમ્પો વિગેરેમાં દીવબાતીઓની તૈયારી કરી રહી છે. કેટલીક સંખણીયો હજુ પાડોસીયોને ત્યાં લોકોની નીંદા કરવામાં મશહુર રહેલી છે. આ પ્રમાણે ધાંધલ મચી રહ્યું છે તે વખતે માણેકસા પોતાના કરમાં બે કપડાના કાકડા કરી તેલમાં ભીંજેવી સળગાવી જે ઠેકાણે આચાર્ય મહારાજ તેમના પરિવાર સહિત કાઉસગ્ગધ્યાને રહ્યા છે ત્યાં આગળ આવ્યા; અને તે.સલગાવેલા કાકડા બે કરમાં લેઈ દરેક મુની પાસે જઈ જોવા લાગ્યો. એમ દરેક

મુની તથા આચાર્યની કાઉસગગમાં અવગણુના કરી પણુ તે મુનિઓ તથા આચાર્ય સંમભાવે રહ્યા. માણેકશા ઉપર લેશ માત્ર ક્રોધ તેમ રાગ પણુ કર્યો નહિ. તેથી માણેકસા વિસ્મય પામી અંતરમાં વિચારવા લાગ્યા કે અહો આ- આચાર્ય તથા મુની મહારાજાઓ કેવા સમપરણામી છે ને હું કેવળ મુઢમતી કે મેં મહાન પુરૂષોની અવજ્ઞા કરી એમ વિચારતા પોતાના મકાને આવી માતુશ્રીને પ્રણામ કરી કહેવા લાગ્યા કે, હે માતુશ્રી મેં આજે પરમ ગુરૂ મહારાજની અવજ્ઞા કરી ઉપદ્રવ કર્યો. તોપણ તેમને લેશમાત્ર ક્રોધ કર્યો નહિ. એવા નીરાગી નીગ્રંથ પોતે તરશે ને બીજાને તારવા સમર્થ સત્ય વાણી ઉચરનાર એવા ગુરૂ મહારાજના વચનો અંગીકાર કરી હું દિવસ પ્રદિપ્ત થયેથી આપણી ઉપશાનશાળામાં ઘણા આડંબર પુર્વક તેડી લાવી તેમના મુખાર્વીંદની વાણી સાંભળી મારા આત્માને શુદ્ધ કરીશ એમ વાત કરતાં રાત્રી ઘણી વ્યતીત થવાથી પોતાના શયનગૃહે જઈ નીદ્રા દેવીને સ્વા- ધીન થયા.

આકાશ કેવળ સ્વચ્છ અને નીર્મળ દેખાય છે. અર્ક પણુ પોતાની સોનેરી કુંચીયોવડે મોટો મારગ ઉઘાડતો માલુમ પડે છે. રાત્રીદેવીના અંધકારને નાશ કરતો સુ- વર્ણમય રતનોના રથમાં બેસી પોતાનુ કોમળ મુખાર્વીંદ દર્શાવતો દશાવતો આસ્તે આસ્તે ચાલ્યો આવે છે. પો-

તાના શહુસ્ત્ર કીરણો રૂપ સીપાઇઓને હુકમનું ફરમાન કરી સોનેરી ઓચ્છાડને બીચ્છાવતો જાય છે. કેટલાક ધાર્મિક જનો સ્નાન કરી દેવસેવા કરવા આરૂઢ થયેલા છે. દેવમંદીર વિગેરેમાં ઘંટનાદને આરતીઓ થઈ રહી છે. કેટલીક સુઘડ સ્ત્રીઓ પોતાના નીવાસસ્થળોને સાફસુફ કરી મકાન આગળના ચોકને શુદ્ધ કરી રહી છે. તે અ-રસામાં માણેકસા પંચપરમેષ્ટીનું ધ્યાન કરતા નીદ્રામાંથી જાગૃત થઈ વસ્ત્રાભરણો બદલી હાથપગ ધોઈ ઉત્તરાસન નાખી સરવે નગરજનોને એકઠા કરી જ્ઞાનોપગરણ ભેટણું લેઈ મોટા આડંબર સહીત વાજતે ગાજતે આચાર્ય મહારાજને વાંદવા સારૂ ગયા. ભેટ ગુરૂમાહારાજ આગળ મુકી ત્રણ પ્રદક્ષણા દેઈ પાંચ અભીગમ સાચવી વંદન કરી સ્વસ્થાનકે બેઠા. એટલે આચાર્ય મહારાજ ઉપદેશ દેવા માંડયા.

बुद्धे फलं तत्त्वचारणं च देहस्य सारं व्रत धारणं च ।
पितस्य सारं किल पात्र दानं, वाचः फलंमितीकरं नराणाम्॥

તત્ત્વાતત્ત્વ, સત્યાસત્ય, ગુણદોષ, હિતાહિત, લાભા-લાભ, ભક્ષ્યાભક્ષ, પેયાપેય અને ઉચીતાનુચિત્ત વિગે-રેનો વિચાર કરીને સારભુત તત્વનું ગ્રહણ-સેવન કરવું એજ સદ્‌બુદ્ધિ પામ્યાનું ફળ છે.

વળી દયા એજ ધર્મનું મુળ છે અને દયાને અ-

નુસરીને સર્વસહુ અનુષ્ટાન પ્રવર્તે છે. એમ જીન આગમમાં સિદ્ધાંતરૂપે કહેલું છે, તેથીજ સર્વજ્ઞભાષિત સત્ય ધર્મનું યથાર્થ આરાધન કરવાને દયાળુ હોવાની ખાસ જરૂર છે. અર્થાત દયાળુ ધર્મરત્નને યોગ્ય છે. દયાહીન કોઈ રીતે ધર્મને યોગ્ય નથી. કેમકે તેવા નિર્દય પરીણામવાળાનું સર્વ અનુષ્ટાન નિષ્ફળ થાય છે એવી રીતે દયાસહિત શ્રી જૈનસાશનની પ્રભાવના કરવા તત્પર રહેવું પવીત્ર જૈનસિદ્ધાંતનો પુરતો અભ્યાસ કરવાથી ભવ્યજનોને ધર્મોપદેશ દેવાવડે, દુર્વાદીનો મદ ગાળવાવડે, નીમીતજ્ઞાનવડે, તપોબળવડે, વિદ્યા મંત્રવડે, અંજન યોગવડે અને કાવ્યબળ રાજા પ્રમુખને પ્રતિબોધવા જૈન સાશનની જયપતાકા ફરકાવવા બનતું વીર્ય સ્ફોરવવું.

શુદ્ધ સમકીત પાળવું ( મન, વચન અને કાયાવડે) મનથી શ્રી જીન અને જૈન માર્ગ વિના સર્વ અસાર છે એમ નીરધાર કરવાવડે; વચનથી શ્રી જીન ભક્તિથી થઈ શકે તે કરવા દુનિયામાં બીજું કોણ સમર્થ છે એમ હોવાથી તથા કાયાની અડગપણે શ્રી જીન વિના અન્ય હું દેવને કદાપી પણ પ્રમાણ કરૂંજ નહિ. જેમ સમકિત શુદ્ધ નીરમળ થાય તેમ કરવું. શુદ્ધ દેવગુરૂને યથાવિધી વંદન કરી યથાશક્તિ વૃત પચ્ચખાણ કરવાં તથા ઉત્તમ તીર્થસેવા દેવગુરૂની ભક્તિ પ્રમુખ સુકૃત એવી રીતે કરવાં કે, જેથી અન્યદર્શનીજનો પણ તેને સુકૃત કરમોને અવશ્ય

અનુમોદના કરી બોધીબીજ વાવી ભવાંતરમાં સુધર્મ કૃત્ય પામવા સમર્થ થાય યાવત્ મોક્ષાધીકારી થાય.

વીતરાગનાં વચન પ્રમાણ કરવાં. સર્વજ્ઞ વિતરાગ પરમાત્માએ ત્રણ કાળના જે જે ભાવ કહ્યા તે સર્વે સત્ય છે. એવી દ્રઢ આસ્થાવાળો ઉત્તમ લક્ષણોવડે લક્ષીત સમ્કીત રત્નને ધારી ત્રણ કાળ જીન દર્શન કરી ત્રણ કાળ જીનની સેવા કરી સુખી થાય છે. ઉપર પ્રમાણે દેશના સાંભળવા બાદ માણેકશાહ શ્રેષ્ટીએ ગુરૂ પ્રત્યે વિનંતી કરી કે, આપ સર્વે મુનીજનના પરિવાર સહિત નગરમાં પધારી મારી ઉપશાનશાળા પાવન કરો એમ કહ્યા પછી ગુરૂ સર્વે સાધુ સહિત નગરમાં પધાર્યા અને તેજ શ્રેષ્ટીના ત્યાં આહારપાણી કર્યો એટલે માણેકશાહની માતુશ્રીનો આજે નીયમ પુરો થયો. હવે હેમવીમળસુરી ઘણા દીવસ ત્યાં રહી ઘણા દીવસ વ્યતીત થયા પછી વિહાર કરી ગયા. તે ઘણા દેશો તથા ઘણાં નગરોમાં પરોયટન કરી ભવીક જીવને પ્રતીબોધતા આગ્રાનગરે પહોંચ્યા. ત્યાં શ્રાવક શ્રાવીકાનો આગ્રહ થવાથી ચતુરમાસ કરવા ત્યાં રહ્યા તેજ વરસમાં માણેકશાહ શ્રેષ્ટી પણ ઘણી જાતનાં કરીયાણાં વીગેરે માલની પોઠો ભરી ઉજ્જનથી નીકળી વેપાર અર્થે આગ્રે ગયા. ત્યાં પોતાનો માલ વેચ્યો ને ત્યાંથી ખપતી ચીજો ઉજ્જન લાવવા પોઠો ભરવા માંડી એવામાં કોઇએ આવી કહ્યું કે, હેમવીમળસુરી અત્રે ચો-

માસુ રહ્યા છે. આ વાત સાંભળતાં તુરતજ કામ બંધ કરી શ્રીસુરીજીને વાંદવા સારૂ ગયા ને ત્યાં જઇ ત્રણ પ્રદક્ષીણા દેઈ વંદન કરી બેઠા. ગુરૂમહારાજે શ્રાવક મુળ બારવ્રત અધીકાર સંભળાવ્યો તેવારે માણેકશાહે બારવ્રત ઉચર્યાં પછી ગુરૂના આદેશથી ભરેલ પોઠી રવાના કરી ચતુરમાસ ત્યાં રહ્યા.

ગુરૂએ શ્રીસિદ્ધાચળ મહાત્મ્યની વાંચના શરૂ રાખી કારણ કે ભવીક જીવને એકાગ્રતાથી થઇ મોક્ષપદને પામનાર છે એવું જ્ઞાનબળે જાણી ચતુર્માસમાં શ્રી શેત્રુંજા મહાત્મ્યની વાંચના શરૂ કરી, દીન પ્રતીદીન સામાઈક. બે ટંક પ્રતિક્રમણ પોસહ વીગેરે ધર્મકરણી ઉત્રભાવનાએ કરતા ચાતુર્માસ ગાળે છે. આગળ કથીત પ્રમાણે માણેકશા શ્રેષ્ટી ઢુંઢકમત છોડી તપાગચ્છ બિરૂદ શ્રી વીતરાગની આજ્ઞા પ્રમાણે શુદ્ધધર્મકરણીમાં પ્રવર્ત્યા આ વાત તેમના પ્રથમ ગુરૂ કે, જે ઢુંઢક મતના હતા તેમના જાણવામાં આવ્યાથી દ્વેષભાવની બુદ્ધિએ કાળાગોરા ભૈરવનું આરાધન કરી શ્રી હેમવીમળસુરી તથા તેમના સાધુઓને વીઘ્ન ઉત્પન કરવા માટે આજ્ઞા આપી. એટલે કાળાગોરા ભૈરવોએ દરરોજ એક સાધુના શરીરમાં પ્રવેશ કરી સાંજ સુધી ગુમાતા ફેરાવી બીજે દીવસે મરણ આણે. એમ કરતાં કરતાં ચતુર્માસ પુરા થવા આવ્યા તેટલામાં દશેક સાધુનો સ્વર્ગવાસ થઈ ગયો. એટલે હેમવીમળસુરીએ જ્ઞાન નીમીતથી

વિચાર કરી ઉપદ્રવ ટાળવા માટે શાસનદેવીનું આરાધન કર્યું, ત્યારે શાસનદેવીએ કહ્યું કે તમો વિહાર કરતા ગુજરાત તરફ જશો ત્યાં તમને ઉપદ્રવ ટાળનાર દેવનો પ્રચો થશે. પછી માણેકશા શ્રેષ્ટીએ ગુરૂમાહારાજ સમીપે અભીગ્રહ કર્યો કે જ્યારે શેત્રુંજાગીરીનાં દર્શન થાય ત્યાં સુધી અનાજ પાણી લેવું નહિ, તેમ આ શરીરને કાંઇ પણ ઉપસર્ગ થાય તે માહારે સહન કરવા ને વાહન સિવાય ચાલીને જવું, એ પ્રમાણે દ્રઢ ધારણા જોઇ ગુરૂ કહેતા હવા કે આગ્રા અને સેત્રુંજાગીરી દોઢસો ગાઉ દુર છે એટલે તમારાથી આ અભીગ્રહ પાર પડશે નહિ છતાં પણ પોતે કાર્તિક વદી ૧ ના દીવસે સિદ્ધગિરિનું ધ્યાન ધરતા યાત્રા નિમિત્તે નીકળ્યા તે દીનપ્રતિદીન સિદ્ધગિરીનું ધ્યાન ધરતા આગળ આપણે ઇસારો કરી ગયા છીએ કે ડીસા નજીક અને પાલન પુર પાસે સાપી સ્ટેશન તથા અમરદખી સ્ટેશનથી ત્રણ ગાઉ હાલ મગરવાડા ગામ છે પણ તે વખતમાં ત્યાં આગળ ઘણીજ બીહામણી અને કંટક ઝાડોની ઘણી છટાએ છવાયલ રણ હતું તે રસ્તે આવ્યા અને સિદ્ધગિરિ એવું ધ્યાન ધરતા ચાલ્યા જાય છે તો અગાનક ચોર લોકો ઉઠયા ને ઉભા રહો એવા શબ્દોનો ઉચ્ચાર કર્યો તે તો ફક્ત એકજ ધ્યાનથી ચાલ્યા જાય છે એટલે ચોરોને વિશેષ શક પડયો કે તે-

મની પાસે અખુટ દ્રવ્ય છે, એમ ધારી એકદમ દોડતા જઈ શહુસ્ત્રનો પ્રહાર કરી શરીરના ત્રણ ટુકડા કરી નાંખ્યા તે વખતે અંત સમયે સિદ્ધગિરિના ધ્યાનથી મરણ પામી ભુવનપતી દેવોમાં વ્યંતર ઈંદ્ર મણિભદ્ર એવે નામે થયા તેમની સેવામાં મહાન શક્તિવાળા બાવનવીર તથા ચોસઠ યોગણી હરહમેશાં નાટારંગ કરતી રહે છે. વળી તે શામશુદ્ધ વર્ણ, ગંભીર, તુંદિલ ( અજ મુખ ) મનોહર પ્રિયદર્શન માનોન્માન પ્રમાણ સહીત હાથ વા પગનાં તળીયાં નખ તારૂ જીંહ્વા અને હોઠ એ ભાગ રક્ત વર્ણ છે, લાલ ચકળતો મુકટ ધારણ કરેલો છે, અનેક પ્રકારના રત્નમય આભુષણોથી શોભીત વડવૃક્ષની ધ્વજા ધારણ કરેલી હોય છે. વળી ખટ ભુજાઓ છે એ પ્રમાણે દેવભુવનમાં અનંતા સુખ વિલસી રહ્યા છે.

આગ્રા નગરથી ચોમાસુ ઉતર્યા પછી હેમવીમળસુરીએ ગુજરાત તરફ વિહાર કર્યો તે દિનપ્રતિદિન ઘણાં શહેરો તથા નગરોમાં ભવિક જીવને પ્રતિબોધ આપતા પાલણપુર નજીક, આગળ કથીત વાતની જગોપર આવ્યા. તે વખતે વિચાર થયો કે આ ઠેકાણે દેવપરચો થવો જોઈએ, એમ વિચારી તે જગોપર અઠ્ઠમનો તપ કરી કાઉસગ્ગધ્યાને રહ્યા, એટલે તપના પ્રભાવે ભુવનપતિ વ્યંતર ઈન્દ્ર મણિભદ્ર વીરનું આસન ચળાયમાન થયું તેમણે

અવધીજ્ઞાને જોયું તો પોતાપર ઉપકાર કરનારને ભવસ-
મુદ્રમાંથી તારનાર ગીતારથ પોતાના ગુરૂ આવેલા જોયા
એટલે વંદન કરવા સારૂ પોતાની જે દેવસેના કે બાવન
વીર ચોસઠ યોગણી સહિત આવી ગુરૂને વંદન કરી અ-
રાજ કર્યો કે મહારાજ મને ઓળખ્યો ?

ગુરૂ—તમને કોણ ન ઓળખે તમો દેવ છો. સર્વ
મનુષ્ય જનને પુજનીક છો તો તમોને સર્વત્ર ઓળખેછે.

મણિભદ્ર વીર—ના તેમ નહિ, હું ગતભવે માણે-
કશા શ્રેષ્ટીનો જીવ છું ને આપની અગરત સમાન દેશના
સાંભળી સિદ્ધગિરિના ધ્યાનથી આ જગાએ મરણ થવાથી
વ્યંતર ઈન્દ્ર મણિભદ્ર નામે વિર થયો છું અને આપણી
સેવામાં હાજર છું. વળી ઉદ્યાપી પણ માણિભદ્ર વિરનાં
ત્રણ સ્થાનકો છે. એક ઉજ્જેણમાં ક્ષીપરા નદી તટે વડ
નીચે મસ્તક પુજાય છે ને આ જગાએ ઢીંચણ પુજાય છે
ને ઉત્તર ગુજરાત વિજાપુર નજીક આગલોડ ગામે ધડ
પુજાય છે એવી ચાલતી આવેલી અનંતકાળની અદ્યાપી
ત્રણ જગાઓ છે.

ગુરૂમાહારાજ—અમો સાધુ વૃંદને એવો ઉપદ્રવ
થયો છે કે સાધુ અચાનક ગુહ્ય પ્રકૃત્તિ થઇ આખો દીવસ
ધુમતા ફરી મરણ પામે છે એમ આગ્રામાં ચતુર માસમાં
દસ સાધુ મરણ પામ્યા અને આ અગીયારમા સાધુ મ-

રણુની પથારીએ છે, તો તે ઉપદ્રવ કોનો છે તે તપાસી શાંત કરો ત્યારે માણિભદ્ર વિરે અવધીજ્ઞાને જોયું તો કાળા ગોરા ભેરવનો ઉપદ્રવ દીઠો તે વખત બે વિર પોતાની સ્વારીમાંજ હતા તેમને બોલાવી કહ્યું કે તમો સંત પુરૂષોને ધર્મકરણી કરતાં ઉપદ્રવ કરો છો તે ઠીક નહિ એવાં કર્મો ઉપાર્જન કરી માઠી ગતીએ જશો તો તાત્કાળિક આ ઉપદ્રવને શાંત કરો.

કાળા ગોરા—આપની આજ્ઞા અમો માન્ય કરીએ છીએ પણ અમારૂં આરાધન કરી જે માણસે મંત્રબળે બાંધેલ છે તેનું કામ કરવાને અમો બંધાએલા છીએ. એટલે આપની આજ્ઞાનું પાલણ કરી શકાશે નહિ. કદાપી આપ અમારા સ્વામી છો ને જબરાઈથી આજ્ઞાનું પાલન કરાવવા ઈચ્છતા હશો તો અમો યુદ્ધ કરવા તૈયાર છીએ પણ આજ્ઞાનું પાલણ કરીશું નહિ.

આમ વાતચીત થયા પછી માણિભદ્ર તથા કાળા ગોરા ભૈરવ વચ્ચે યુદ્ધ થયું. કાળા ગોરા ભૈરવો આઠ ભુજાઓવાળા હતા ને માણિભદ્રને છ ભુજાઓ હતી એટલે શહસ્ત્ર પ્રહાર પહોંચી શકે તેમ ન હતું, તેથી માણિભદ્ર વિરે વૈક્રીય લબ્ધી ફેરવી સોળ ભુજાઓ કરી યુદ્ધ કરી કાળા ગોરા ભૈરવને વશ કરી હુકમ કર્યો કે

સાધુ જનને તમોએ કરેલો ઉપદ્રવ બંધ કરો. હવે પછી કોઇ પણ સાધુ અને સંત પુરૂષને ઉપદ્રવ કરશો નહિ. તેવારે તુર્તજ જે સાધુ ઘુમતા હતા તેમનો ઉપદ્રવ બંધ કર્યો તેથી અગીયારમા સાધુ જીવતા રહ્યા. પછી માણિભદ્ર વિર ગુરૂ પ્રત્યે કહે કે તપગચ્છની પાટે જે આચાર્ય થશે તેમનું હુ રક્ષણ કરીશ જે વખતે આચાર્ય જે દેશમાં વિચરે તે વખતે પહેલા મહારા સ્થાનકે જાય પછી દેશમાં વિહાર કરે તો પુજા સારી પામશે એમ કહી દેવો સહિત પોતાના સ્થાનકે ગયા.

આગલોડ નગરે ધડ પુજાય છે તે પરચો ઘણા દીવસથી વીસસ્થળ થયો હતો ત્યારે છેલ્લામાં છેલ્લી સંવત ૧૭૩૩ ની સાલમાં શાંન્તીસોમસુરીએ એકસો એકવીસ ઉપવાસ પદ્મસણે બેશી આરાધન કર્યું તે વખતે પ્રગટ થઇ જણાવ્યું કે આ ઠેકાણે મારૂં ઉથાપી સ્થાનક છે ને તમો આંખ મીંચી ખોલો તે વખતે સુરીશ્રીએ આંખ મીચી ખુલ્લી કરી જોયું તો પોતે મગરવાડા ગામે બેઠેલા છે તે આરસામાં અવાજ થયો કે આ પીંડીમાંથી એક પીંડી ઉપાડી આંખ મીંચો તેમ સુરીશ્રીએ કરી આંખ ખોલી તો હાલ આગલોડ નજીક ટેંબા ઉપર સ્થાનક છે ત્યાં બેઠા છે ત્યારબાદ જણાવ્યું કે આ ઠેકાણે તમારા કરમાં પીંડી છે તે પીંડી સ્થાપી મારી સ્થાપના

કરજો એટલે જે કોઈ મારી આસ્થા સત્યતાથી રાખશે તેની હું આશાઓ પુરી કરીશ તેમ કાયમપણે જણાવી સુરીશ્રીને સંતોષ આપ્યો. હાલ પણ ખરા અંતઃપૂર્વક સત્યતાથી સમરણ કરે તો ગમે તેવી આપત્તિમાં આવેલ હોય તોપણ તે વખતે આવી રક્ષણ કરે છે. તેમ જળ, અગ્નિ, ઝેર, સાપ ખરાબ ગ્રહ, દુષ્ટ રાજા, રોગ, લડાઇ ને રાક્ષસ શત્રુઓના સમુહ, મરકીનો રોગ, ચોર શિકારી, પશુ અને મદોન્મત હાથી વીગેરેનો ભય તેમજ મારી, મરકી, અતી વૃષ્ટી, અનાવૃષ્ટી, દુર્ભિક્ષ, સ્વચક્ર (પોતાના સૈન્યનો ભય ) અને પરચક્ર ( પારકા એટલે બીજા રાજ્યના સૈન્યનો ભય ) એમ સર્વ ભયમાંથી બચાવે છે.

હવે ઈંદ્ર ચોસઠ ગણાય છે તે કિયા કીયા તે તથા યક્ષ અને વ્યંતર વીગેરે માટે તમારે થોડુંક જાણવું જોઇએ તે એ કે, બાર દેવલોકના ઈંદ્ર દશ ગણાય છે તથા ભુવનપતિના વીસ ઇંદ્ર છે તથા સોળ વ્યંતરના ઇંદ્ર સોળ વહાણ વ્યંતરના ઈંદ્ર ચંદ્રમા અને સુરજ મળી ચોસઠ ઈંદ્ર કહેવાય છે વ્યંતર જાતીના દેવો છે તેમાં મુખ્ય આઠ જાતી છે તેનાં નામ કિન્નર, કિમ્પુરુષ, મહોરગ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પીસાચ, તેઓ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં સર્વ સ્થળે સ્પર્શ કર્તા સ્વતંત્રપણે એક બીજાની સોબતમાં મરજી મુજબ ગતી કર્તા

ચારે દીશાઓમાં ફરતા રહે છે. વળી કોઈ તો માણસોની સેવકની પેઠે સેવા કરે છે. અને અનેક પ્રકારનાં પર્વત, ગુફા, ગાઢવન, બોલ ( કંદરા વિવર ) ઇત્યાદિમાં નીવાસ કરે છે તેથી તેઓ વ્યંતર કહેવાય છે. વળી તેઓમાં કોઈ દેવો અમુક ક્ષેત્રનું રક્ષણ કરનાર તરીકે હોવાથી ક્ષેત્રપાળ કહેવાય છે.

ઉપર જણાવેલી આઠ જાતીઓ પૈકી પહેલા કીન્નરમાં વળી દશ જાત છે તેનાં નામ ( ૧ ) કીન્નર, ( ૨ ) કીમ્પ પુરૂષ ( ૩ ) કીં પુરૂષોતમ ( ૪ ) કીં નરોતમ (૫) હૃદયગમ ( ૬ ) રૂપશાળી ( ૭ ) અગ્નીદંત (૮) મનોરમ ( ૯ ) રતીપ્રીય અને ( ૧૦ ) રતીશ્રેષ્ટ.

બીજા કીમ પુરૂષ દસ પ્રકારના છે તેના નામ (૧) પુરૂષ ( ૨ ) સતપુરૂષ ( ૩ ) મહાપુરૂષ ( ૪ ) પુરૂષ વૃષભ ( ૫ ) પુરૂષોતમ ( ૬ ) અતી પુરૂષ ( ૭ ) મરૂદેવ ( ૮ ) મરૂત ( ૯ ) મેરૂપ્રભ અને ( ૧૦ ) યશસ્વત:

ત્રીજા મહોરગ દશ પ્રકારના છે તેનાં નામ—( ૧ ) ભુજગ ( ૨ ) ભોગશાળી ( ૩ ) મહાકાય ( ૪ ) અતીકાય ( ૫ ) સ્કંધશાળી ( ૬ ) મનોરમ ( ૭ ) મહાવેગ ( ૮ ) મહેશ્વક્ષ ( ૯ ) મેરૂકાન્ત અને ( ૧૦ ) ભાસ્વાન.

ચોથા ગંધર્વ બાર પ્રકારના છે તેનાં નામ ( ૧ ) હાહા ( ૨ ) હુહું ( ૩ ) તુંમ્બરૂ ( ૪ ) નારદ ( ૫ ) રૂ-

પીવાદીક ( ૬ ) ભૂતવાદીક ( ૭ ) કાદમ્બ ( ૮ ) મહાકાદમ્બ ( ૯ ) રેવત ( ૧૦ ) વિશ્વાસુ ( ૧૧ ) ગીતરતી ( ૧૨ ) ગીતપસસ્રી.

પાંચમા યક્ષ તેર પ્રકારના છે તેનાં નામ ( ૧ ) પૂર્ણભદ્ર ( ૨ ) મણીભદ્ર ( ૩ ) સ્વતભદ્ર ( ૪ ) હુરિભદ્ર ( ૫ ) સુમનોભદ્ર ( ૬ ) વ્યતિપાતિકભદ્ર ( ૭ ) સુભદ્ર ( ૮ ) સર્વતોભદ્ર ( ૯ ) મનુષ્યક્ષ ( ૧૦ ) વનાધિપતિ [ ૧૧ ] વનહાર ( ૧૨ ) રૂપયક્ષ ( ૧૩ ) યક્ષોત્તમ.

છઠ્ઠા બ્રહ્મરાક્ષસ સાત પ્રકારના છે તેનાં નામ—ભીમ, મહાભીમ, વીઘ્ન, વિનાયક, જળરાક્ષસ, રાક્ષસ અને બ્રહ્મરાક્ષસ.

સાતમા ભૂત નવ પ્રકારના છે તેનાં નામ—સુરૂપ, પ્રતીરૂપ, અતિરૂપ, ભૂતોત્તમ, સ્કન્હિક, મહાસ્કન્દિક, મહાવેગ પ્રતિછન્ન, અને આકાશમ,

આઠમા પીસાચ, તે પંદર પ્રકારના છે તેનાં નામ-કુશ્માન્ડ, પટક, જોશઆન્હક, કાળી માહાકાળ, ઉક્ષા, અચૌક્ષ, તાલપિસાચ, મુખ્ખર પીસાચ, અધસ્તારક, દેહ, મહાવીદેહં તુષ્ણીક અને વન પીસાચ.

આ વ્યંતર દેવોને વૈક્રીય સ્વભાવ તથા રૂપ અને ચિન્હઃ જુદી જુદી જાતનાં છે પણ તે સર્વેનું વર્ણન

ગ્રંથમાં ગૌરવવતાના ભયથી મોકુફ રાખવામાં આવ્યું છે.

માણીભદ્રવીર જે વ્યંતર ઇંદ્ર સોળ બતાવ્યા તેમાંના એક ઇંદ્ર છે તેમનુ આરાધન શી રીતે કરવું તેનો અનેક વિદ્વાનો શાસ્ત્રોમાં બતાવેલાં છે પણ તેમાંનું રહેલું અને સર્વ કોઈથી બની શકે તેવું નીચે મુજબ બ્રતાવ્યું છે.

આઠમ, ચૌદશ. તથા માસના દરેક રવીવારે આંબીલ કરવું તથા જે ઠેકાણે વીરનું સ્થાનક હોય તે ઠેકાણે આંબીલ હોય તે દીવસે દીપ ધુપ વીગેરે અષ્ટ દ્રવ્યથી પુજા કરવી ને જે ઠેકાણે સ્થાનક ન હોય તો ફક્ત આંબીલ ઉપર બતાવ્યા પ્રમાણે કરવું ને નીચે લખ્યા મંત્રની એકવીસ નવકરાવાળી ગણુવી સ્થાનકવાળાએ પણ ગણુવી.

**ॐ असि आउसाय नमः पछी श्री माणिभद्र दिशतुं मम सदा सर्व कार्येषु सिद्धम् ॥** આ મંત્રની પણ એકવીસ માળા ગણુવી.

માણીભદ્રવીરની જેને બાધા મુકવાની હોય તે માટે બાર માસમાં મોટા ત્રણ દીવસો છે. તે એ કે આસો સુદી ૧૦ માહા સુદી ૫ તથા વૈશાખ સુદી ૩ તે દીવસોમાં ઘણા યાત્રાળુઓ બાધાઓ મુકવા આવે છે. કોઈ કોઇ રવીવાર તથા મંગળવાર આઠમ ચૌદશ એ દીવસોમાં પણ બાધા મુકે છે. વળી ઘણા લોકો જાતે બાધા મુકવા આવ્યા

શિવાય બીજાની સાથે લાંટ મોકલી આપે છે તો તે પ્રમાણે કરવાથી બાધા વળતી નથી તથા કુળની વૃદ્ધિ થતી નથી તો જણાવીએ છીએ કે જેને બાધા કરવાની હોય તે માણસ પોતાના છોકરાને તેડી સ્થાનકે આવી બાધા કરવાની છે.

કોઈપણ સખસ માણીભદ્રવીરના નામથી ટીપ કરવા આવે તો ટીપના જે રૂપીયા થાય તે માણસને આપવા નહિ. પરભાર્યા પોષ્ટ મારફતે આગળ બતાવેલ વહીવટ કરનારના નામથી મનીઓર્ડર કરી મોકલવો એટલે અત્રેની પહોંચ બીડવામાં આવશે,



## માણીભદ્રજીનો છંદ.

સરસતિ સામીણુ પાય પ્રણુમેવં. સુગુરૂ નામ સદા સમરેવં.<br>
ગુણુ ગાઉ માણિભદ્ર વીરં, વીર માંહિ સહુ સાહસ ધીરં ૧

ઉજેણીનયરી પવીત્રં, રાજ કરે વીર વીક્રમાદીત્યં.<br>
બાવન વીર રમોતી હારાસં, માણીભદ્ર કેરો તીહાં વાસં. ૨

ચૈત્ય નિવારણુ તે તીહાં કીધં, ગોરડીયો નામે પ્રસીદ્ધં;<br>
માને મોટા મહિપતિ રાજં, સંઘ ચતુર્વિધ સારો કાજં. ૩

કલિયુગમાંહિ જાગંતો પીઠં, માણિભદ્રનો થાનીક દીઠં.<br>
માલવદેશ માંહે વર દીધં, દુઃખ દુકાળ તીહાં દુરે કીધં. ૪

ધાણધારં દેશં પ્રસીદ્ધં, તીણ થાનીક તીહાં તીર્થ કીધં
તપગચ્છ નાયક વીઘન નીવારં, માણિભદ્ર નામે જયકારં ૫
મગરવાડ તીહાં તીરથ જાત્ર, નાચે ખેલે નાચે પાત્રં;
મળી સોહાસણ ગાવે ગીતં, ઓછવ મોછવ થાએ નીત્યં ૬
ભેરી ભુંગલ સરણાઈ સાદં, વાજે વંસા નફેરી નાદં;
તાલ દદામા નેમર દંગં, નાજ જંત્ર સારંગી ચંગં ૭
વાજે રણસીંગા કર્ણાટં, માણિભદ્ર થાનીક ગહગાટં.
ઠામ ઠામથી આવે સંઘં, ચંદન પુષ્પ ચડાવે ચંગં. ૮
સુરી મંત્ર તણા ધરણારં; તે આવે તહારે દરબારં;
તેહને આપે બુદ્ધિ પ્રકાશં. ગચ્છનાયક તે લહે સુખ વાસં. ૯
ત્રીભુવન માંહે તેજ અપારં, માણિભદ્ર તું વિશ્વાધારં.
મહિયલમાંહી મેરૂસમાનં મહા મુનીવર ધરે તુમ ધ્યાનં. ૧૦
તેત્રીસ કોડ દેવોનો દેવં, છપન કોડ કરે તુજ શેવં.
ભણે ભવાની તુજ ગુણ ગ્રામં, ચોસઠ યોગણી લહે તુમ નામં. ૧૧
જંબુ ભરત અનોપમ ઠામં, આગલોડ વસે તીહાં ગામં.
વસે શેઠ વર્ણ વરણ અઢારં, રાજા સબલસિંહ સુખકારં. ૧૨
તસ ધરણી વીરાબાઈ જેહં, ચોસઠ કળા શુભ લક્ષણ દેહં;
તસ કુખે અવતરીયો હંસં, રામસિંગ દીપાવ્યો વંશં. ૧૩
તીહાં શિખરબંધ ઉંચો પ્રાસાદં, દેવલોકસું માંડે વાદં;
સુમતીનાથ તીર્થંકર દેવં સોસઠ ઈંદ્ર કરે તસ સેવં. ૧૪

પુર બાહિર એક થાનીક સારં, શિખરબંધ છે ચીત્રાકારં;
સતર તેત્રીશે મન ઉલાસં, શાન્તિશોમ રહ્યા ચોમાસં. ૧૫

નીશદીન મુનીવર રહે તુમ ધ્યાનં, કરે તપ પણ નહિ અભિમાનં.
અચલ અંબી હરં હરખી રાજં, સારે પરમતકેરાં કાજં. ૧૬

માણિભદ્ર આરાધન કીધં, એકશો એકવીશ દીન પ્રસિધં;
પ્રત્યક્ષ તેહુ થયા તતખેવં, ત્રણ વચન કહે સહુ મેવં. ૧૭

માગ માગ હું તુઠયો આજં, સારૂં હું તુજ વાંછીત કાજં,
કહે મુનીવર સુણો ક્ષેત્રપાલં, તપ કરતાં મુજ કરો સંભાલં. ૧૮

મહીમા વાધે તુજ ઇણ ઠામં, ખટ દરસણ જંપે તુમ નામં.
મહીમા વાધે દેશ વિદેશં, શાંન્તિસોમ દીયે ઉપદેશં. ૧૯

સીદ્ધવડ સરીખો છે જયાંહું, માણિભદ્રનું થાનીક ત્યાંહું;
જીવજંત્ર ઉગારણ હારં, તીણ થાનીક તીહાં પાલે અમારં ૨૦

આવે સંઘ મળી બહુ સાથં, કરે વિનતી જોડી હાથં;
ગુલપાપડી કરે સુવીચારં, લેવા આવે વરણ અઢારં. ૨૧

દીપ ધુપ પુષ્પાદીક સારં વધામણ દેઇ બહુ નારં.
તેલ સીંદુર ચઢાવે ચંગં, કેશર ચંદન રૂડે રંગં. ૨૨

માણિભદ્ર તું તુઠયો દેવં, વંધ્યા સુત આપે તતખેવં;
પાગુલ પાઉ તુટયાં દે હાથં, ચક્ષુહીણને દે ચક્ષુ નાથં. ૨૩

તુજ નામે જાય વીખ પરમેહું, તુજ નામે પાયે નીરમળ દેહં;
વાય ચોરાશી વીસ્મા રાગં, માણિભદ્ર નામે ન હોયે સોગં. ૨૪

કુષ્ટ અઢારને તે નીવારં, તુજ નામે જાએ નીરધારં.
હૈયાહોળી ને કંઠમાલં, તુમ નામે થાએ વીસરાલં. ૨૫
વાયુવાળા ને વળી શુલં, વીસ્ફોટક જાએ તે મુલં;
વ્યાધિ સ[illegible] ને સનીપાતં, તુજ નામે ન કરે ઉપઘાતં. ૨૬
કામણટુમણ મંત્ર જંત્રં, ઓખધ જડી ને વળી તંત્રં;
સાકીન ડાકની ભુત પ્રેતં, તુજ નામે જાએ રણ ખેતં. ૨૭
ગ્રહ પીડા ન કરે દેહં, દુરથી દોષ ટળે તતખેહં.
પુરવજ થા[illegible] સન્મુખં, માણિભદ્ર નામે સવો સુખં. ૨૮
મણીધર ફણીધર જે વીકરાલં, તુજ નામે થાએ ફુલની માલં;
વાઘ સીંહ આવે દેઈ ફાલં, તુજ નામે નાસે તતકાલં. ૨૯
ભારદરીયા માંહી તોફાનં, બેડી તોડે માણિભદ્ર પ્રધાનં.
પરદળ આવ્યાં દુર પુલાયં, વેરી કોઇ ન માંડે પાયં. ૩૦
મારગ ભુલ્યા મેલે સાથં, જળમાં ડુબ્યાં દીયે હાથં.
આગ બળંતી સીતળ નીરં, ધ્યાન ધરે માણિભદ્ર વીરં. ૩૧
બંધીખાનાથી છોડાયં, રાજા રૂઠયો સન્મુખ થાયં.
ધાડ પરાશી ચોના ચોરં, તુમ નામે કોઈ ના કરે જોરં. ૩૨
ઘરઘરણીસુ નીરમળ ચીતં, તુમ નામે હોએ પૂત્ર વીનિતં;
દક્ષણવર્તને ચિત્રાવેલં, તુજ નામે આવે રંગ રેલં. ૩૩
સોનાસીધી પુરીશો જેહં, તુજ નામે રહે ઘર નેહં;
કામકુમ્ભ ચીંતામણિ રત્નં, તુમ નામે રહે ઘર જત્નં. ૩૪

લક્ષ્મી ઘર આવે સ્વયમેવં, માણિભદ્ર તુમ તુઠયો દેવં,
હયગય પાયગ સુખપાલં, મોટા મંદીર ભરીયા માલં. ૩૫
નવનીધી ઘરતણો સંજોગં, માણિભદ્ર નામે સુખ ભોગં.
ૐકાર જપીએ તુમ નામં, છીજે મુજ મન વાંછિત કામં. ૩૬
પવીત્રપણે ધરે તુમ ધ્યાનં, તે નર પામે જગમે માનં;
સુરવર માંહી વડો જેમ ઈંદ્ર, ગ્રહુગણમાંહિ વડો જેમ ચંદ્રં. ૩૭
બલવંતમાંહી બાહુબલ વીરં વીરા માંહી માણિભદ્રવીર;
રચના કરે કવીશ્વર કોડં, કરી ન શકે તાહરી હોડં. ૩૮
શ્રવણે સુણતાં બહુ સુખદાયં, દુઃખ દાલીદ્ર દુરે પુલાયં;
માણિભદ્ર તુ જાગતી જોતં, ચતુર્વિધ સંઘને શાંન્તિ અખંડ. ૩૯

## કલશ

### છપ્પો.

માણિભદ્ર તુ દેવ, શેવ મેં તાહરી કીધી;
દુઃખ દાલિદ્ર હોય જેહ, તેહને શીખજ દીધી.
દેવ માંહિ સીરતાજ, કાજ મુજ સઘળાં સારો;
મમ શત્રુ હોયે જેહ, તેહને ઉપ્રાંત જાતાં વારો;
તપે તારા ગ્રહ ચંદ્ર, તપે ગીરી મેરૂ અડગ તપો.
અખંડ પ્રતાપ અદભુત જીહાં, લગે દીન કર તપો;
જાગતી જ્યોત જગમે સહી, માણિભદ્ર સાચો સદા;
શાંતિસોમ કહે સુણો, હો વીર, આપો મુજ સુખ સંપદા.

## છંદ.

શ્રી માણિભદ્ર સદા સમરો, ઉર બીચમેં ધ્યાન અખંડ ધરો;
જપિયાં જગ જયકાર કરો, ભજીયાં સહુ નિત્ય ભંડાર ભરો. ૧
જે કુશલ કરે નામજ લિયાં, આનંદ કરે દેવ આશ કીયાં;
સૌભાગ્ય વધે જગ સહસ્સ ગુણે, દિલ સેવ્યાદે પ્રભુ જશકુ ગુણે. ૨
અરિયણ સહુ અલગા ભાગે, વિરૂઆ વેરીજન પાય લાગે;
શંકટ શોક વિયોગ હરે, ઉણ વેલા આવી સહાય કરે. ૩
ભુત ભયંકર સહુ ભાગે, જક્ષ યોગણી સાયણી નવી લાગે;
વાય ચોરાશી જાય અલગી, લગાગી સહુ આય મલે વેગી. ૪
શુલ પાખડીમાં ગુરૂવાર દીને, લાપશીયાં લાડુ શુદ્ધ મને;
ધુપ દીપ નૈવેદ્ય ધરો, આઠમ ચઉદશ પુજા અવશ્ય કરો. ૫
જેહને દિન પ્રતીજાપ સદા, તસ સુપનાં તરસે પ્રત્યક્ષ સદા;
જપિયાં સહુ જાયે આપદા, કોઉ મણા ધરે રહે ન કદા. ૬
મુહમદ સારૂ તમે જશ કર્યો, ગુણ સાયર જીસ્યો તમે ગુણ ભર્યો;
શ્રી દીનાનાથજી દયા કરો, શિર ઉપર હાથ દિયો સખરો. ૭
ભવિયણ જે ભાવે ભજશે, કારજ સિદ્ધિ આપણી કરશે;
પૂજયાં પુત્ર વધે દુગણા, કિણી વાતે કદિ રહે નહિ ઉણા. ૮
શ્રી માણિભદ્ર મનમેં ધ્યાવો, સુખ સંપત્તિ બહુ વેગે પાવો;
લક્ષ્મી કીર્ત્તિવર આપ લહે, શિવ કીર્તિ મુનિ એમ સુજસ કહે. ૯

## ગજલ.

અગડબં અગડબં બાજે ચોઘડાં, સવાઈ ડંકા સાહેબકા;
ગુજર દેશમાં દીપ રહ્યા છો, માણિભદ્ર મહાવીર બંકા. ૧

દૂર દેશોથી આવે છે લોકો, ભાવ ધરી તેરા ધામે;
હર્ષ ધરી કરી લાવે સુખડીયો, આપ તણા અહીં વિશ્રામે. ૨
ચમત્કારો બહોત બતાવ્યા, હરખીને સહુ આવે છે;
મનછા પુરીયા શેવક જનના, ભાવ ધરી ગુણ ગાવે છે ૩
ડાકણી શાકીણી ભાગે ડરતી, આપ તણુ જે નામ લીયે;
ચુડેલ ઝાંપડી સામુ ન ઝાખે, દૂશ્મન નાશે દૂર બીયે. ૪
જંતર કાંકણુ કાંઈ નવ લાગે, જાગે ભુતડાં દૂર અરે;
રોગ દુઃખ સબ દૂર કરનેકા, પર ઉપગારી નામ ખરે. ૫
બાવન વિરોમાં આપ છો છલીયા, દુઃખ દારીદ્ર દૂર કરતા;
નેમચંદ કહે કરજોડી, વિનંતી હમારી ઉર ધરતા. ૬

## દોહા.

સરસ્વતિ ભગવતિ ભારતિ, સુમતી સુગતિ દાતાર;
મુજ મૂખ મંદિર તુરમે, સમય સુધા આધાર. ૧
ગંગા ગંગે અતિ ગુણે, કમલા કર કમલેણ;
જહુ તહુ તુહ મુખ સોહિયે, સમય અમિય અમિએણુ. ૨
છિપિ કર કમલે કરે, ચરણે રણુ જયકાર;
માણિભદ્ર ગુણ ગાયવા, જનની કરૂં જુહાર. ૩

## ત્રીતાલ ચોપાઇ.

સારદ સારદ સુભ મતિ દેવી, કવિ કુલ કોટિ તું મન ધરેવી;
સમય સમય પ્રત્યે સાર કરેવી, ગોરા ગુણ ગાઉં સમરેવી. ૧
માણિભદ્ર વર ભદ્ર વિધાતા, વરદાયક વસૂધા વિખ્યાતા;

વાર વાર વીરા વીનવિએ, સંપતિ કારણ ટુંક વિસ્તરિયે. ૨
તુજ તનુ તેજ દિવાકર દીપે, મહિયલ મહિમા તુજ નવી છીપે;
ત્રિભુવન રાજા તું જગરાજે, ગોરા ગુણ ગરૂઆ જગ ગાજે. ૩
ચાહુ કરી ચાહું તુજ સેવા, દયાવંત દીપક તું દેવા;
સમય સુધારસ ઝીલણહારા, ધીંગડ ધુંમડ તુજ પરીવારા. ૪
ભયંકર ભુતલ ભૂત નસાડે, સાકણી ડાકણિ ફંદે પાડે;
રંગે રામા રાસ રમાડે, ગ્રહગણ તારા કોટિ ભમાડે. ૫

## હાટકી છંદ.

( આતમ ભક્તિ મળ્યા કે દેવા. )

તું આપે વ્યાપે, દુર્મતિ કાપે, સંતોપે રિપુ વૃંદ;
સહિ સેવા રસિયા, નિકટા વસીયા, હરી હરચંદ અમંદ.
તુજ તેજે હસીયો, વ્યોમે વસીયો, દીનકર રહે શકંત;
ગુણવંત અનંતા, હાસ હસંતા, વિલંતા ઉલ્લસંત. ૧
મયગલ મતવાલા, તરલ તુખારા, રહે રાજી રાજત;
મલપતિ ધરણી, પતિ મન હરણી, ચંપક વરણી કંત.
તુમ નામે પામી, ભુપ ભલેરા, શિર નામે ઊલ્લસંત;
સુવિનિતા યૂતા, વિબુધ વંદિતા, વંછિતા બલવંત. ૨

## છંદ ચાલ.

ચઉમાશી પારણું આવે. એ રાહ.

ઘમઘમ ઘમકે ઘુઘરમાલા, ચંચલ ચપલ ચલાવે ચાળા;
કરિ શરમે કરવાલ કરાલા, વયરી હણવા તું વિકરાલા.

સજજન જયકર જય સુકમાળા, તનુ તેજે કરી ઝાક ઝમાળા;
કટિ કંદોરા સોવનીઆળા, નયન કમળ દળ અતિ અણિયાળા. ૨

હાર હિયેડી સેહે જાળા, કરુણાવંત દયાળ મયાળા;
સૂર તેત્રીસા કોટિ સોંગાલા, તું સીરદાર તિહાં ભુપાલા. ૩

કંઠ ઠવે મણિ મોતીમાળા, મદ તંબોલ ભર્યાં ગલગાલા;
મદભરી મ્હાલે જયું મતવાલે, ઠમકાવે પગ પાવડીઆળા. ૪

પય પરઠે પદમાસનવાળા, ઘુમત ઘુમતા ઘુમતિયાળા;
જન મન મોહન મોહનીઆળા, જાપ જપે ઝાલી જપમાળા. ૫

## કામીનિ મોહન છંદ.

ભવ્ય દેવાણ મધિ મિજોહ જોહુએ, .
જેહુને નામે ઘર સરગ વિદોહુએ;
જાસ જસ જગતજન જાનતિઓહુએ,
માણિભદ્રો ઇસો ઈસસે સોહુએ. ૧

## રૂડિલા છંદ.

રાજે રાજેરે રસાલ, મુદ મદન વિશાલ,
કરો કરૂણા રસાલ, સતત સહી.
દુહ કરો અનિવાર, વર વચન વિચાર;
સમય સમય સંભાર, હિયે નીશ્ચય લહી.
પુત્ર કલત્ર અપાર, જય સેવક સાધાર;
દિયો દોલત દુઆર, હિયે હેજ ધરી.

મહિમંડલ મંડન, ખલ ખલક ખંડન;
ભૂત ભૈરવ ભંડલ, સહી સુમય વરી. ૨

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપાય રાહ.

વાદ વિવાદે જે જન ધ્યાદે, સો નર બહુ પરે સંપદ પાવે;
નિર્મળ નામ તુમારૂ જપીયે, અશુભ કર્મમતિ તતક્ષણ ખપિયેં ૧

## ત્રાટકી છંદ.

આતમ ભક્તિ મળ્યા કેઈ દેવા.—એ રાહ.

તું રાચે નાચે, બહુપરે માચે, જાચે તુજ જાચક;
વિવિધા યુદ્ધવંતા, વાસ વસંતા, ઝળકે જીસ પાવક.
દરબારે વસિયે, તોરે હસિથે, ઘસિ ચંદન રંગ;
લેઈ ફુલ અમુલા, સોળા પીળા, ચરચીજે તુજ અંગ.

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપાઇ રાહ.

સાહિબ તુંહિ સદા સુખકાર, મયા કર તુંહી પિતા પતિ તાર;
શવંકર તુંહિ સદા આધાર, પ્રણમું એમ હું વારંવાર. ૧

## છપ્પય છંદ.

મણિભદ્ર સુખકરણ, સયલ સંસાર વંદીતો;
દોલત દિયે દયાલ, દૈત્યપતિ જેણે જીત્યો.
જયકારક જયવંત, જગત પતિપાતક નાસે;

તનુ તેજે જલકંત, સતત સંતતિ સુવિલાસે.
જક્ષ રાજ નર રાજ, તનય નિપુણ્યાન ત્રુણ્ણા સહી;
ગુણ ગણુ ગુણુતા ગોરિયાં, લાલ કુશલ લક્ષ્મી લહી.

## ભુજંગી છંદને કંઇક મળતિ ચાલનો છંદ.

મગરવાડ મધે વીર બીરાજે,
ઉજયેણુ આગલોડ અધિક નિવાજે;
પ્રતિયસ્થાને અતિ તેજ ફાવે,
ભજો શ્રી માણિભદ્ર અધિક પ્રભાવે. ૧

પ્રથમ ઉત્પન માલવ દેશે,
તીહાંથી આવ્યા આગરા વિશેસે;
શ્રી શંત્રુંજય વીરતંત શ્રવણુ સુખ પાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૨

વિમલગિરી મહાત્મ અભિગ્રહ લીધો,
મગરવાડ આવી જીહાં વાસ કીધો;
ઉત્પન શુભ ભાવે દેવલોક જાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૩

એકાવતારી તું વીર સાચો,
તપગછ મંડળ ઉતંગ આછે.
તાહરૂ તેજ દેખી રવિ શશી ચમત્કાર પાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૪

સંસાર રૂપી તું હેતુ સહાઇ,

રાખો ભેખકી ટેક સદા વધાઈ;
એ અરજ માનો કરૂં ભક્તિ ભાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૫

બાવન વીરા સેવા કરે તાહરી,
કેઈ દેવ દેવી રમે પાયછાં હરી;
તુજ રૂપ જોતાં અદભુત કહાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૬

મહીપતી તુંછે વડવીર મોટો,
તાહરૂં ધ્યાન ધરતાં ન રહે કાંઇ ટોટો;
જયો જયો વીર રોગ સોગ વિગ્ન મીટાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૭

અધર્મિ દુષ્ટિ મીથ્યાત્વી પાપી,
તેહ તણાં નાખજે તું મુળ કાપી;
મણિભદ્ર પુજ્યાં શત્રુ મુખ શ્યામ થાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૮

તુમ તણો દાસ દોલત કહે વીનંતી,
માનજો પ્રેમસું બાવજી એ કીમતી;
નમો નમો વીર કાર્ય સીદ્ધિ ચઢાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે.

## ભુજંગી છંદ.

અહો વીરના વીર આનંદ આપો,

ઘટાડી કુનીતિ સુનીતિજ સ્થાપો;
વળી મોહની કાપજો ક્રૂર ખાણી,
વંદુઃ મણિભદ્ર વીર પ્રેમ આણી. ૧

મહા લોભના પાસમાં હું પડયો છું,
તજી ધ્યાન તારૂં દુખોમાં દળ્યો છું:
મતિ તો અતી તૃષ્ણામાં તણાણી. વંદુઃ ૨

ઘણાં કુડને પાપથી હુંજ પુરો,
વળી ક્રૂર ધંધે બન્યો હુંજ સૂરો;
કહું કેટલી હું મુખે મુજ કહાણી. વંદુઃ ૩

ઉરે આપને જ્ઞાનની જ્યોત જાગી,
વળી ચોર ચારે કર્યા દૂર ત્યાગી;
નથી પાર આવે કહું ગુણ વાણી. વંદુઃ ૪

હવે દાસ તારો સદા એ ઉચ્ચારે;
મહા દુઃખ તું લીએ આજ પારે;
કરૂં રાવ તુને મહાદેવ જાણી. વંદુઃ ૫

ચોસઠ જોગણી નાચ નચે તુમ પાસ;
વીરા બાવન છે દેવ તુમ દાસ,
સહુ દેવ દેવી મૃત્યુ લોક વંદે. વંદુઃ ૬



## વીજાપુરના રહીશ યતી શ્રી મહારાજ અમૃતવીજયજીએ રચેલો છંદ.

### ગરબી.

સેવર સુખકર સંસાર તથા સારૂં સારૂંરે સુરત શહેર—એ રાહ.

વાણી વીણા, પાણી વરદા, મન સમરી જગ માતરે.
ગુણ શ્રીમણિભદ્રના ગાવું, ત્રિ ચિત્રીત વિખ્યાત સુખકરસાચોછે
વીરાના મુગટ મણી વડવીર, સુખકર સાચો છે;
ધ્યાઉ ધર્મ ધુરંધર ધીર, સુખકર સાચો છે. એ ટેક. ૧

બાવન વીરા માંહી મહા બળીયા, મહીમાવંત મહંતરે;
સૂરનર નરપતી જેને સેવે, અક્કલ પ્રતાપઅનંત. સુખ. ૨

માલવ દેશમાં મહીમા મોટો, ઉજેણીમાં અખંડરે;
ગોરડીઓ જીહાં નામે ગવાયો, દુષ્ટને દેતો દંડ. સુખ ૩
ધર્મ ધરા દેશે ધાણધારે, મગરવાડા માંહીરે;
પાલનપુર વરપુરને પાસે, તેજ તપે જે ત્યાંહી. સુખ. ૪
તપગછ વિઘન નિવારણ, કારણ જાગતી જ્યોત જણાયરે;
ચંદ્ર પ્રતાપે ચિહુ દીસે ચાવો, ગુણ જગ જેના ગાય. સુખ. ૫
ગુરજર ધર્મમાં શ્રેષ્ઠ જણાયો, સાબરમતી તટસારરે;
અગસ્થ મુનિના આશ્રામે, અકોટ અગસ્થપુર અવતાર. સુખ. ૬
તરલોટ નીરંતા ગીત તીરે, વિલસીત વૃક્ષ વિશેસરે;
વિકસીત ઉપવન વેલી વીલાસે, બહુ શોભીતપુર બેસ. સુખ. ૭
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વિશેષે, વળી શુદ્રાદીક વાસરે;

શ્રાવકપણ જીહાં વસીયા, સુખીયા નીજનીજ ધર્મ નીવાસ.
સુખ. ૮
સુમતીજીનેશ્વર દેવ સુહંકર, પ્રભુ કલ્યાણીક પાસરે;
સુંદર એજીન મંદીર શોભે, અગ્રરતાં આવે ઉલાસ. સુખ. ૯
સ્વંત સતર તેત્રીસ સાલે, રામ સિગવડરાજરે;
રાજગાદીપર બંકો રાજા, નિર્ડર નકતા નીવાજ. સુખ. ૧૦
સાંતી સોમે તેજ સમામાં, સાધ્યા વીર સુજાણરે;
સાંધતાં એકસોં એકવીસ દીવસે, પ્રગટ થયા તે પ્રમાણ સુખ. ૧૧
પુરણવીરનો પરચો પસર્યો દેશ અને પરદેશરે;
ષટ દરશન જન પુજે, ખાંતે હરખ ધરીરે હમેશ. સુખ. ૧૨
સંઘ આવે કરી લાવે સુખડીઓ, ભાવ ધરી ભલી ભ્રાંતરે;
ચરચે સિંદુર તેલ ચડાવી, ખરચે ધન ખરી ખાંત. સુખ.૧૩
આશા પુરે સૌ જનાંની, સુરાનો સીરતાજરે;
ભક્તજનોની ભાગે ભીડયો, આપે સમર્યો અવાજ. સુખ. ૧૪
ડાકણી સાકણી ભાગે ડરતી, ચુડેલ ડરતી ચાળરે;
ઝાંપડી બાપડી સામુ ન ઝાંખે, ઝાંપે દાવાનળ ઝાળ સુખ. ૧૫
ચોર ચુગળનું જોર ન ચાલે, દુશ્મન નાસે દુરરે;
વ્યંતર કારણ કાંઈ નવ લાગે, ભાગે ભૂતડાં ભુર, સુખ ૧૬
આજ લગણ પણ આગલાડે આ, પરચો દે પ્રત્યક્ષરે;
સેવંતાં દૂર કરે સૌ સંકટ, લાવી દયામાં લક્ષ. સુખ ૧૭
એજજ વીરતણા આધારે, એકત્રીસ દીન અનુષ્ટાનરે;
પ્રીતે સાધી પૂર્ણ કીધું, વસુધારાનું વિધાન. સુખ. ૧૮

વર્ષ ઓગણુસેં પંચાવન, મનોહર ચઈતર માસરે;
સૃષ્ટી મંગળવારે સાધન, પુરણુ કીધું પ્રકાશ. સુખ. ૧૯
વિજાપુર શુભ શહેરવાશી, અમૃત વિજય તે આવીરે;
વીરનું ધ્યાન ધરીને વસીયા, લક્ષ સાધનમાં લાવી. સુખ.૨૦
લાલ રૂચીજીના બહુ લાયક, દોલત રૂચીજી દક્ષરે;
પરમ મીત્ર મુજ તાસ પસાયે, સુખથી વસીયો સમક્ષ. સુખ.૨૧
ઉતમ ગુરૂના દીક્ષીત ઉતમ, રત્ન વીજયજી ગુરૂરાયરે;
તેજ ગુરૂના પદ પદમ પ્રતાપે, થીર જશ જગમાં થાય. સુખ. ૨૨
શીખે શીખવે ને સંભળાવે, રૂડે કંઠે રસાળરે;
ગુણ અમૃત વર વીરના ગાવે, પામે મંગળ માળ. સુખ. ૨૩

## લાવણી.

માણી ભદ્રજી મગરવાડ મે સબ મુલકકાં ચાવા. (૨)
વિશ્વ લોકમે હે ઉપગારી, મુનીજન રાજકુ મન ભાવા. મા. ૧
ઉલટ ભાવસે વંદે તુમકુ, વિરા સાહેબ સુખકારી (૨)
ભુવન પતીમાં દીપે કાંન્તી, રવી કીરણુસે મનોહારી. મા. ૨
ઐરાવણુપેરે વારી ચઢત હૈ, ચોસઠ યોગણી નાચનચે;
દામની ચકકત તેજે જળહળમાં માંહોમાંહે મચમચે. મા. ૩
પગમે ઝાંઝર રવરવ ઠમકે, ઘુઘરા ઘમકે ઘમક ઘમે;
ભામન લેતી નૃત્ય કરંતી, વીરા તુમકે ચરણુ નમે. મા. ૪
બાવનવીરા રખી મન ધીરા, ખ્યાલ ખેલત હે સહી આગે;
ડમરૂ બાજા ડમકત ડમડમ, દુખ દારીદ્ર દૂર ભાગે. મા. ૫
અનેક દેવા કરે તોરી સેવા, તપગછમેં તુમહી બડા;

આચારજ આવે શ્રીફળ લાવે, તુમચેં ભેટણ હોત ખડા. મા ૬

વળી તુમકો રંભા બજાવત ભંભા, લલક લલક લેરાં લેતી;
ધપપપ માદળ તનનન બોલે, વીણા રણકાવી સુખ દેતી. મા. ૭

સમકીત બેલી મોહનવેલી, અજમુખ દેવકે પાસ ખડી;
નાટક કરતી દુશ્મન હરતી, કરમે ખલકે કંકરડી. મા. ૮

માણીક મતવાળા છેલ છોગાળા, ભીમ જુજાળા ભય હરતા;
દાસ હું હેતો ભરપુર કરતે, લીલા લછી ઘર ભરતા. મા. ૯

ધુપદીપ પુષ્પાદીક પુજા, દીન દીન કરતે દોલત રૂચી;
આદિ મર્દ દિલ રમે, આઉ તો મેરા દિલમે ખુશીખુશી. મા. ૧૦

## આરતિ.

આરતી કીજે શ્રી માણિભદ્રકી.

આગલોડ નગરમાં વાસ કીયો હે,
સુમતિનાથ પ્રભુ સુખ દીયો હે. આરતિ.

સુખડી માઈત લેતા દેવા,
તેલ સિંદુરચી કરતા સેવા. આરતિ.

તપગછ મંડણ દયો સુખદાઇ,
દોલત દીયો હે માણભદ્ર સવાઇ. આરતિ.

આજ થયો હું પાવન સ્વામી,
જે નર ધ્યાન ધરે તુંજ નામી. આરતિ.

કુશળ કામની રીધીને સિધી,
તુમ શરણાની સેવા કીધી. આરતિ.

## આરતિ.

( જયો જયા મા જુગત અંબ એ રાહ. )

જય જય નિધિ, જય માણિક દેવા, જયમાણિક દેવા;
હરિહર બ્રહ્મ પુરંદર, કરતા તુજ સેવા. જયદેવ જયદેવ. ૧
તું વીરાધિ વીર, તું વંછિત દાતા, તું વંછિત દાતા.
માત પિતા સહોદર સ્વામી, છો પ્રભુ જગ ત્રાતા. જયદેવ જયદેવ ૨
હરિ કરી બંધન ઉદધી, ફણિધર અરિઅનલા ફણિધર અરિઅનલા;
એ તુંજ નામે નાસે, સાતે ભય સગળા. જયદેવ જયદેવ. ૩
ડાક ત્રિશુલ ફૂલ માલા, પાસાં કુસ છાજે; પાસાં કુસ છાજે.
એક કર દાણવ મસ્તક, એમ ષટ્ ભુજરાજે, જયદેવ જયદેવ ૪
તું ભૈરવ તું કિંનર, તું જગ મહા દીવો, તું જગ મહા દીવો.
કામ કલ્પતરૂ ધેનું, તું પ્રભુ ચિરંજીવો. જયદેવ જયદેવ. ૫
તપગચ્છ પતિ સૂરી, ધ્યાવે તુંઝ ધ્યાન; ધ્યાવે તુંઝ ધ્યાન.
મણિભદ્ર ભદ્રંકર, આશા વિસરામં. જયદેવ જયદેવ. ૬
સંવત અઢારસેં પાસઠ, શ્રી માધવ માસ; શ્રી માધવ માસ.
દીપ વિજય કવિરાયની, પુરો સર્વ આશ. જયદેવ જયદેવ. ૭

## ચોપાઈ.

સુરપતિ નિત્ય સેવિત શુભ ખાણી, વિબુધ વૃંદ વંદિત બ્રહ્માણી;
અધિકાનંદ હૃદયશું આણી, પ્રમણુમિસ હું સારદ સપરાણી.
વિમલ વચન મુજ દ્યો વરદાતા, ગુણનિધિ ગોરડીયા ગુણગાતા;

ભૂતલ જન મોહન મુનિ ભ્રાતા, ત્રિભુવનમાં ખેલત વિખ્યાતા.
મણિભદ્ર મહિ મંડળ મંડન, ખડ્ગધારી ખેલે ખલ ખંડન;
ગોરડિયો દુર્જન જન ગંજન, ભક્ત વત્સલ ભય ભાવઠ ભંજન.

### દોહા.

વીર સુણો એક વીનતી, સેવકની સુવિચાર;
પરિ પરિ પિશુન પરાભવે, તેહુનો કરો નિસ્તાર.
અભિમાની અ કહ્યા ગરાં, અપજશ કરી અપત્ય;
કપટી કુડ કુબુદ્ધિયા, નિર્દય નિખર નિસત્ય.
મણિભદ્ર માતા પિતા, અડવડિયાં આધાર;
ખેત્રપાલ ધરી ખંતશુ, શત્રુ કરો સંહાર.
બાવન વીર માંહે સબળ, જગ જાગતો જસવાય;
પ્રભૂ મનવંછિત પુરવો, ગુણિયલ જન ગુણ ગાય.

### ત્રિભંગી છંદ.

( હરીગીતના મળતા છંદમાં ગવાય છે. )

ગુણ ગાઉ લાગતે એક ચિતે, ખરિય ખંતે તાહુરા;
વિરાધી વીરા ધરણી ધીરા, તૂંહિ ભૈરવ કિન્નરા.
તૂંહિ બરડો તૂંહિ બાબર, તૂહિ ચાંવટ ચાચરા;
શ્રી મણિભદ્ર સુભદ્ર જયકર, શત્રુ સંહાર માહુરા એ ટેક. ૧
મહાકાલ તૂંહિ વીરહ સિદ્ધ, હરડો તુહી ખોડીયો;
રગતિયો જાગડ તૂહિ, ચામુદ માંકડો જંત્ર દિયો;
આગિયો આદે ઠામ ઠામે, પીઠ પ્રસિદ્ધ તુજ ખરા. શ્રી. મ. ૨

શાકિની ડાકિની ભૂત વ્યંતર, રાક્ષસી સિકોતરી;
તુજ નામે નાશે દોષ ત્રાસે, દુષ્ટ ન હુ નિરખે ફરી;
ચોવટે ચાચર તૂંહિ ખેલ, શક્તિ ખેલે સંકરા. શ્રી. મ. ૩

તું વિષમ વાટે ગિરિય ઘાટેં, જલધિ જલ પૂરે વહ્યાં;
નલ અનલ સંકટ વિકટ કટકે, આદગી જે દુઃખ લહ્યા;
તુજ નામ જપતાં કુશલ ખેમે, પ્રેમશુ આવે ઘરા. શ્રી. મ. ૪

ષડભુજા ભય હર, ખડગ વિષધર, પાસ પાણિ વિના કએ;
ષડ્વાંગ શુલ કપાલ માલા, ડમકે ડમરૂ ડાકએ;
કુલ કર વિકરતો ધરણી રમતો, વૈરી દમતો આતુરા.શ્રી.મ. ૫

પય ઘુમે ઘુઘર જોગ જટધર, હાથ ખપ્પર વરતરં;
બ્રહ્માંડ પિંડ પ્રચંડ નવખંડ, અવનિ જોવે ખડ્ગધરા;
કૈલાશ શિખરે સમુદ્ર તીરે, દિશો દિશ ખેચરા. શ્રી. મ. ૬

જીમૂતનીલ સમાનરૂપ, તવ સ્વરૂપ કુણુ લહે;
સુર અસુર માનવ દેવ દાનવ, આણુ તાહરી શિર વહે
તું મંત્રમુલી યંત્રે તંત્રે, ચંદ્રમા રવિ શુભકરા. શ્રી. મ. ૭

દિવાન તુંહિ અરજ વેગી, તુંહિ કાજી અદલતુ;
તુંહિ ચકિતા તુંહિ મહેતા, તુંહિ મીરાં પહિલતુ;
તે ભણી તુજને કહુ ખેતલ, ચિત ધરતું સુખકરા. શ્રી. મ. ૮

નવનિધિ રૂધિ સમૃદ્ધિ દાતા, જગત જોતા તું સદા;
વંછિત પુરણ કષ્ટ ચુરણ, સુકવિ ટાલે આપદા;
તું પિતા માતા તુંહી ત્રાતા, નાથ સ્વામી સહોદરા. શ્રી. મ. ૯

ત્રિભુવન હીંડે યક્ષ કેરે, ફરે સેવા સારતા;
પારિક્ષી સાધુ અસાધુનીતું, લહે જગની વારતા;
જાગતી મૂરતી ભુવન તાહરી, પાપ પુંજે સુરનરા. શ્રી મ. ૧૦
જે મરમ બોલા, લુબ્ધ લોલા, વિકલ લવતા માનવી;
પરવિઘ્ન તોષા તરત રોષા, વૈર વાણી નવનવી;
કલિ કરણ માતા કપટ રાતા, કુમતિ માતા અનુચરા. શ્રી. ૧૧
વિણ ગુનહ વૈરીજન ભંભેરી, આલ બોલે અણછતા;
કરગ્રહિ અસિભર છેદ આરશિર, વાર વચરિ વ્યાપતા;
ઉપકાર કીધો પન ન જાણે, ગર્વિ ગુનહિ ગોબરા. શ્રી. મ. ૧૨
પરગુણ ન બોલે શિર ડોલે, લુંડપરે ભમતા ભમે;
પર ૠદ્ધિ દેખી દુઃખ અલેખિ, સાધુ સજ્જન જે દમે;
બરણરે બોકડ સાદ બરકે, હરામી હરકત કરા. શ્રી. મ. ૧૩

---

## કળશ.

### છપ્પય છંદ.

ક્ષેત્રપાલ ભુપાલ, આપ જે માગ્યા મુજનો
સમરથ સાહિબ જાણી, યાચના કીધી તુજને.
કરત બે ગ્રહી ત્રિશુલ, કંધ કાપે કંટકના;
ૠદ્ધિ સિદ્ધિ ઘર આણ, કોડ પુરે મુજ મનના.
મગરવાડા પૂર મંડણો, અતુલ બળ અશરણ શરણ;
રાજરત્ન પાટક વીનવે, શ્રી માણિકભદ્ર જય જય કરણ.

## છંદ.

સાચો મણિભદ્ર વીર દહેરે બીરાજે દીપતો,
વારી અસવારી તારી, ગજરી વીશાલ. સાચો ૧
અજ મુખ જક્ષ તપગચ્છનો રાજીયો,
કીજે સદા સંઘ પ્રતિપાલ. સાચો. ૨
રૂડો રખવાળો વીર રીષભજીણંદ,
સેવે જાનું દેવે બાવો મોતીડાંની માલ. સાચો. ૩
ખટ ભુજ શોહે ત્હારે આયુધ નવનવા;
ઓપે આભુષણ ટીકો ભાનું તપે વીશાળ. સાચો૦ ૪
ચંબેલી સિંદુર વાધો માલીપના જગમગે;
ઘહેરા ગુલાબાં હદી ફાવે ફુલ માળ. સાચો૦ ૫
ગુરૂ લોપી હરામી નીંદા નગુરા નીરગુણી પાપ;
પાપીડાપર દ્રોહીયાંને ઘાલી જે પાતાલ. સાચો૦ ૬
અવગુણકારી અભીમાની પરદ્રેશી કૃત્ય દનીજે;
દીજે આજ્ઞા ખોડીલાને ખાવે ક્ષેત્રપાલ. સાચો૦ ૭
આઠમ ચૌદશ ધુપદીપ નૈવેદ્ય કરો આરતી;
કીજ જ્યારે વૃદ્ધી સંપત સંપત મંગળ માળ. સા૦ ૮
સમકીત ધારી વારી વીરા ચીમનો કહે સાંભળો,
પગ પગ મ્હારે મોરો તુછે વીર રખવાળ. સા૦ ૯

## લાવણી.

ચલતની દેશી.

અજ મુખ દેવ મોરારી, આપો મુજ સુખ નકો કયારી;
ખટ ભુજ શોભે અતીભારી, કાનુમેં કુડલ જલકારી. ૧
સીરપેં મુગટ છત્ર ધારી, વટવૃક્ષ ધ્વજા લહુકારી;
જીવ્હા રક્તવર્ણ સારી, અમૃત સમવાણી સહુકારી. ૨
ચોગણી નાટક શૌકરતી, કમોંકા મેંલોકુ હરતી;
પાઉમે નેવર ઘમકાતી, છત્રીશે નાદોકુ ધરતી. ૩
બાજતી ડફ વીણા લલકારી, ઘમ મપતાને મેં સારી.
દેખકે મોહનીકી કયારી, નાશ ગઈ દેવનકુ તારી. ૪
દેવ સહુ સેવામેં રહેતા, આપહીં મતશે વીચરતા.
સેવકના દુઃખોને હરતા, સત્યને જોઈ અનુસરતા. ૫
વીર તુમ અવાજ દો સારા, આપો મુજ લક્ષ્મી સુતદારા,
કુંકુચંદ ગુણ ગાવે તારા, પ્રેમથી ચરણોમેં તારા. ૬

## દોહરો.

સરસ વચન ઘો સરસ્વતિ, પૂજું ગુરૂકે પાય;
ગુણ માણિકનાં ગાવતાં, સેવકને સુખ થાય. ૧
માણિભદ્રમેં પામિયો, સુરતરૂ જેવો સ્વામી;
રોગ શોક દૂર હરે, નમું ચરણ શિર નામી. ૨
તું પારસ તું પોરસીં, કામ કુંભ સુખકાર;
સાહિબ વરદાયી સદા, અંધાને આધાર. ૩

તુંહિજ ચિંતામણિ રતન, ચિત્રાવેલ વિસ્તાર;
માણિક સાહિબ માહરા, દોલતના દાતાર. ૪
દેવ ઘણા દુનિયા નમે, સુણતા કરે સન્માન;
માણિભદ્ર મોટો મરદ, દીપે દેશ દીવાન. ૫

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપાઈ રાહ.

દીપતો જગમાંહિ દીસે, પિસુન તણા દળ તુહિજ પસે;
અષ્ટ ભયથી તુંહિજ ઉગારે, નિંદા કરતા શત્રુ નીવારે. ૬
અજ મુખ દેવ મહા ઉપગારી, ઐરાવણ જીસુરે અસવારી;
માણિભદ્ર મોટો મહારાજા, વાજે નિત છત્રીશે વાજા. ૭
હેમ વિમલસુરિ વરદાઈ, ક્ષેત્રપાલ ક્ષણ ખાડયો ખાઈ;
ઉણે વેળા માણેક તું ઉડયો, ભૈરવને ગુરજાસું કુટયો. ૮
માનોજી માણિક વચન હમારો, થેં છોડો હું ચાકર તારો;
માણિભદ્રજી વાચા માની, કાલો ગોરો કિહા કાની. ૯
પાઠ ભક્ત પણ વાચા પાલી, વળતી સામગરી સંભાળી;
જાલિમ માણિક ખાડું ઝાલ્યો, દેશ અઢારેજહિ ઉજવાળ્યો. ૧૦
કુમતિ રોગ કીયો નિકંદન, માણિભદ્ર તપગચ્છરો મંડન,
ધ્યાન ધરે એક તાહરૂં જ્યારે, તેહનાં કારજ વેગાં સારે.
બોલ શિર રાખે દરબારે, વસુધા કીર્તિ અધિક સુધા વધારે;
આઠમ ચોદશ જે આરાધે, સત્રગી જાપ દીવાળી સાધે. ૧૨
શ્રી માણિભદ્ર પૂજે જે મોટો, તસ ઘરેં કદિય ન આવે તોટો;

ભાવે કરી તુજને જે ભેટે, માણિક તેહુનાં દાળિદ્ર મેટે. ૧૩
ધન અખુટ તે બહુ રૂદ્ધિ પાવે; માણિક તત્ક્ષણુ રોગ ગમાવે;
સેવકને તું બાંહે સાહે; મહિમા થાયે મહિયલ માંહે. ૧૪
જો મુજને સેવક કરિ જાણો, તો માણિક એક વિનતિ માનો;
દિલ ભરી દર્શન મુજને દીજે; કૃપા કરી સેવક સુખ કીજે. ૧૫

## દોહરા.

તૂં વાસી ગુજરાતનો; નવખંડે તુજ નામ;
મગરવાડે મોટો મરદ; કવિયાં સારે કામ. ૧૬
સેવકને થેં શીખવો; નાયક માન નરેશ;
જીણુ વિધ હું પુજા કરૂં; સેવા દેઓ હુમેશ. ૧૭
કરો અજાચી કવિયણ; માણિભદ્ર મા બાપ;
દિલભરી દર્શન દીજીયે; સેવક ટાળ સંતાપ. ૧૮
માણિભદ્ર મહારાજસું; ઉદય કરે છે અરજ;
મુળ મંત્ર મુઝને દિયો; રાખો માહુરી લાજ. ૧૯

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપુાઇ. રાહ

વસુધામાં મારી લાજ વધારો, ન્યાત ગોત્રમેં કુજશ નિવારો;
દુઃખ દાળિદ્ર હરિજે દૂરે, પુત્ર તણી તું વાંછા પુરે. ૨૦
સેતાનીને તું સમજાવે, અત્રનિપતિ પણુ તુમ પાય આવે;
વિધ્ન અનંતો રાજ નિવારો, માણિભદ્ર મુજ શત્રુ નીવારો.
સઘળાં નર નારી વશ થાય, સાકિણિ ડાકિણિ નાશી જાય;

ભૂત પ્રેત તુજ નામે નાશે, નાહુર ચોર કદી નવ વાસે. ૨૨
મોટા દાનવ તૂંહિ મરોડે, તાવ તેજરા તૂંહિજ તોડે;
હરિહર દેવ ઘણાય હોય, કળિયુગમે તુમ સરિખો નહિ કોય.
ભાવે અડસઠ તીરથ ભેટો, ભાવે શ્રી માણિભદ્રને ભેટો;
સુરપતિ માહરી અરજ સુણીજે, કવિયણને તત્ક્ષણ સુખ કીજે;
દ્યો વાંછિત માણિક વરદાઇ, સેવકને ગહુકટ્ટ સુહાઇ. ૨૪

---

## કળશ.

છપય છંદ.

ગુણ ગાતાં ગહુગટ્ટ અન્ન ધન કપડો આવે,
ગુણ ગાતાં ગહુગટ્ટ પ્રગટ ઘર સંપદ પાવે;
ગુણ ગાતાં ગહુગટ્ટ રાજમાન મોજ દીરાવે.
ગુણ ગાતાં ગહુગટ્ટ લોક સહુ પુજા લાવે,
સુખ કુશળ આશ્યા સફલ ઉદય કુશળ એણીપરે કહે.
ગુણ માણિકનાં ગાવતાં લાખ લાખ રીઝાં લહે. ૨૫



## સરસ્વતિ અષ્ટક.

હરિગીત છંદ.

શુદ્ધ વિમલકર નાવ ણુધવર, નિરૂપ રમની નિરખિયે;
વર દેય ન બાલા, પદ પ્રવાલા, મંત્ર માળા હરખિયે.
સ્થિર થાનંભા અતિ અચંભા, રૂપ રંભા મલકતી;
ભજીયે ભવાની જગ્તત જનની, રાજ રાની સરસ્વતી. ૧

સુરરાજ સેવિત દેખ દેવત, પદ્મ પેખત આસનં;
સુખદાય સુરતિ, માય મુરતિ, દુઃખ દુરતિ નિવારન.
ત્રિહુ લોક તારક, વિઘ્નવારક, ધરા ધારક ધરપતિ;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૨
કેવિયાં કોપિત, લોભ લોપિત, અવનિ ઓપીત ઇશ્વરી;
સંતોષ ધારન વિઘન વારન, મદન મારન મહેશ્વરી.
ખલદલ્લા ખંડન છિદ્ર છંડન, દૃષ્ટ દંડન નરપતી;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૩
શિવ શક્તિ સાચી રંગ રાચી, અજ અજાચી યોગીની;
મદ ઝરન મત્તા તરન તત્તા, ધત્ત ધુત્તાર્ધાગિની.
જીજ્ઞાંસ્તપંતિ મન રમંતિ, ધવલ દંતિ વરમતિ;
ભજીએ ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૪
જલ થલજ નાની પવન ખાનિ, મતિ બખાનો વીજલી;
ગિરવરાં ગહન, વાઘ વાહન, સર્પ સાહન સીતલી.
હક હાંક ધારી હથ્થ હજારી, ધનુષધારી ભગવતી;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૫
જણણાટ જલ્લરિ ધિધિમ ધપવરિ રિરિ રિર ધરખજિયે;
ધિધિધોં કિધોં ગડદિ ધિધિક ધિરંત, ધિધિક ધોંગડ દીગજિયે.
દ્રાં કિ ડ્રોં ડ્રોં રૂરૂરૂમતિડ્રાં, ત્તત્તકિત્રાત્રાં ઠમકતી;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૬
રિરિરમ કિરિમિરિ મિજીજીમજી મિજીમિ, ઠમકિઠમ પગ
રચિયે;

ધમકિ ધમ ધમ ગ્રહણિક ગ્રહણિ, ગમ અતિ અમગ નૃત્તિ મચ્ચિયેં.

તત થેઈઅ તાનન માત માનન, અચલ આનન દરસતી;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૭

ચવ ચક્ર ચાવન ઝટિક ઝાલન, ગર્વ ગાલન ગંજની;
વિરદાં વિદારન મહિષ મારન, દલિદ્ર દારન ભંજની.
ચરચિયે ચંડી ખલાં ખંડી, મદન મંડી મલકતી;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૮

કવિ કરે અષ્ટક ઢાલ કસનક, વિસન પૃષ્ટક કજિયે;
મણિ મૌલ મંડિત પડે પંડિત, એ અખંડિત પેખિયે.
દયાસુર દેવી સુરાં સેવી, નિત નમેત્રી જગપતિ;
ભજીયે ભવાની જગત જનની, રાજ રાની સરસ્વતી. ૯



## શારદા માતાનો છંદ.

### દોહા.

વીણા પુસ્તક ધારણી; બ્રહ્મા પુત્રી માય;
જે ગુણ હુ અક્ષર જપું, તે તુમ કરો પસાય. ૧

### છંદ.

કરવીણ બજાવે નાદ સોહાવે રંગ અનોપમ રૂપ ભરે,
સેવક સુખ અપ્પે વિદ્યા થપ્પે દારિદ્ર કપ્પે દુંદ ભરે;
કાસ્મીર વસંતી રગ હસંતી દેશ વિદેશે દીપતી,

કવિ પુવ્વપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી ૧

શણુગાર સમજે નેઉરવ જે જળકત જાલી સકુી શ્રવણે,
મુક્તાફળ હાર કંઠ અપારં કજ્જલ સારં નત નયણે;
પદ્માસન સોહે ત્રિભુવન મોહે ભળપણ દીસે ભગવંતી.
કવિ પુવ્વપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૨

શિર રાખડી જળકે ચુડી ખળકે દોરી લહકે કુદાલી,
કરકમળ સુરંગી પુસ્તક સંગી હાથ બીજોરી જપમાળી;
ખીરોદક ધવલા પહેરી પટોલાં મયગલની પરે માલતી.
કવિ પુવ્વપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી ૩

સરસતિ માતા સંપતિ દાતા ત્રિભુવન ધ્યાતા તુજ ભણી,
મન આસા પુરે દારિદ્ર ચુરે સદા સરૂપી શોભ઼ ઘણી;
જે ગુણ તુજ ગાવે અહીં આવે સિંહ વાહને સોભંતી
કવિ પુવ્વપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી ૪

તુઆદિ કુંઆરી ત્રિભુવન ધારી નીલે વરણે નાછંતી,
પંડિત પંડિત પંચોલી દીશે બોલી ભાટે થાટે ભાછંતી;
ઘસી ચંદન લાવે ખુબ રછાવે અગર કપુર રાછંતી
કવિ પુવ્વપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૫

## કળશ.

બ્રહ્મા વિષ્ણુ મહેસ અધિક એક મન જપે;
મુરખ દાનવ દેવ તોય ભય ભ્રાંતે કંપે;
સુરનર ગણ ગાંધર્વ કમળ કેરી પુજા રચાવે;

પંચોલી પંડિત ઘસી ચંદન ઉર લાવે.
વાહન હંસ કવિ પુન્વપ કહે આરાધે યોગી યતી;
ત્રિહુ ભુવને નાથ તારણુ તરણુ જય જય દેવી સરસ્વતી ૬

## દોહરા.

અંબે અંબે જે કરે સદા સાહેકી હોઈ,
દુખ ભંજે દારિદ્ર હણે વૈરી ન ગંજે કોઇ.

## સારદા માતાજીનો છંદ.

સરસ વચન સમતા મન આણી ઓંકાર અક્ષર પહેલો ધુર જાણી
આલસ્ય અળગો દૂર છંડિ ત્રિશલાનંદન અંગે મંડિ ૧
સરસ્વતી સરસ વચન માગું તાહારૂં કવિત કરી પાય લાગું,
તુજ ગુણે મંડયો ઉજ્જમ આણી ખજ્જુરણુ માડી તું જગ જાંણી. ૨
હરખ્યો ધ્યાન ધરૂં પ્રભાતે સોંહણે વાચા દીધી રાતે,
તવ મનમાંહે ચીંતા ચુકી પાય લાગું આલસ્ય મૂકી. ૩
તારા ગુણ પૂરા કોણ કહેશે તુજ તૂઠે મુજ મન ગહુ ગહુશે,
બાલુડો જે બોલે કાલું તે માતાને લાગે વ્હાલું. ૪

## છંદ.

તું ગય ગમણી ચંદા વયણી કટિ તટીલંકી સિંહ લહીયે.
અંગુલી અનોપમ નખ નિરૂપમ ઘણું વખાણુ કિશ્યું કહિયે.
અસુર સવારે જેહને પ્રત્યક્ષ સોંહણે આવી વાત કહે,
તિણુ વાતે ત્રાઠો જાયે નાઠો જાડયપણું જગ કિહાં રહે.
તું શક્તિરૂપ માડી નવી સલકે ચામર છત્ર શિર ઉપર જળકે

જગમગ જગમગ જ્યોતિ વિરાજે તાહારૂં કવિત કરૂં તે છાજે
દંત પંતિની માંડિ ઉલી જાણે બેઠી હીરા ટોલી,
તિલક કરૂં કસ્તુરી ઘોલી જેહુ જાણે અમીરસ ગોળી.
કાને કુંડળ જાક જમાળા રાખડિયે ઉપંતિ માલા,
હંસાસની સોહે સુવિલાસા મુકતા ફળની કરે જપમાળા.
નકફુલી નાકે તે રૂડી કર ખળકે સોનાની ચુડી,
દક્ષણુ ફાલિ અંગ વિરાજે જં જં બોલે તં તં છાજે.
તાહરી વેણે વાસગ વસિયો તે પાતાલે જઇને વસિયો,
રવી શશિ મંડળ તારા જાણું તાહારૂ તેજ કોણે ન ખમાણું.
રમત ક્રીડા કરતી આલી ધ્યાન ધરૂં પદ્માશન વાળી,
પાય ઝાંઝર ઘુઘર ઘમકે દેવ કુસુમ પહિર્યા તે મહકે.
ચાર ભુજા ચંચલ ચતુરંગી મુખ આરોગે પાન સુરંગી,
કંચુ કશણુ કશી નવરંગી ગૌર વર્ણ જ્યું સોહે ગંગી.
બ્રહ્મ સ્વરૂપી પુસ્તક વાંચે નવખંડે તું નાટક નાચે,
ગગન ફરે લહી હાથે કમંડળ વીણુ વજાવે રંગે રમંડલ.
ઠોઠા મુરખ કાંઇ ન લેતા તુજ નામે તે કેલી કરંતા,
વડા કવીશ્વર કલિયુગ માંહે દઠી દડી ઉછાળી કવિતને ચાહે.
તું વીરભુવન પાછલ લે દેહરી' લહેતી માંહે દેતી ફેરી,
મેં દીઠી તુજ ઉભી હેરી તુ અજારી નવલ નવેરી.
હેમાચાર્યને તું તુઠી કાલીદાસને પણ તુંહિજ તુઠી,
અનુભુતી સંન્યાસી લીધી મુનિ લાવણ્ય સમયે તુ સાધી.
વૃદ્ધ વાદિ દોકર .પણ આવી, કુમારપાળ મુખ તુંહીજ ભાવી,

મૂરખ જટનો કર્યો તમાસો વપ્પભટ્ટ સૂરિ મુખ વાસો.
અભયદેવને સોંહુણું રાતે મલિયાગિરિ જાણી પરભાતે,
વર્ધમાન સુરિ પરસિધ્ધ્યો સુરિ જિનેશ્વરને વર દીધો.
માઘ કવીશ્વરને મન માની ધનપાળથી નરહી તું છાની,
રાજા ભોજે ભલિ ભમાડી સુરનર વિદ્યાધરે રમાડી.
તેજ રૂપ ચાલે ચમકંતા મહિયલ દીસે તુંહિ ભમંતી,
તારી લીલા કોઈ નવિ પાલે તું ત્રિભુવનમાં એકલડી માલે.
સુતા કવિને તુંહિ જગાવે મંત્રાક્ષર પણ તુંહિ દિખાવે,
કામરૂપ તુ કાલીદેવી આગે દેવ ઘણે તુજ સેવી.
ત્રણ રૂપ ધારે બ્રહ્માણી આદિ ભવાની તુ જગ જાણી,
તું જગદંબા તુંહિ ગુણ ખાણી બ્રહ્મસુતા તું બ્રહ્મ વખાણી.
તુ ભૈરવ તું ત્રિપુરા ચાલી જ્વાલામુખી તું યોગણ ભાલી,
અલવે કેમી તું અંગજ વાલી નાટક છંદ બજાવે તાલી.
છપન કોડ ચામુંડા આઈ નગરકોટ તુંહિજા માહા માઈ,
શાસનદેવી તું સુખદાઇ તુંહિ અંબા તુંહિજ અંબાઇ.
તું પદમા તુંહિજ વરદાઇ તું શ્રીમાતા તું સુત દાઇ
તું ભારતી તુંહિ ભગવંતી આવિ કુમરી તું ગુણ સતી.
તું વારાહિ તુંહિજ ચંડી આદિ ભવાની તુહિજ મંડી,
તુજવિણ નાણુ પણ નવિ ચાલે લક્ષ્મીને શિર તુંહિજ માલે
હરિહર બ્રહ્મા અચરિજ હોઇ તાહરી સેવ કરે સહુ કોઈ,
દેશ દેશાંતરં કાંઈ ભમિયે અડસઠ તીરથ ફળ તુજ નમીયે.
મનવંછિત દાતા મતવાળી સેવક સાર કરો સંભાળી,

ઘણું કિશું કહું વાલી વાલી વાંકી તું રખવાલી,
તું ચાલક તું ચાચર રાણી તું નીલાંબરની ધણીઆણી,
તું ચપલા તું ચારણ દેવી ખોડિયાર વિષહર સમરેવી
વાણીતર માગું વરદાઇ તું આવડી તું માવડી આઇ,
તું દેવલ તું ભલી આઇ તું વિરૂડી તું ચખડાઇ.
તું દેવી મેં પ્રત્યક્ષ દીઠી જાણું હુ તું મુજને તુઠી,
વાત કરે તું પ્રત્યક્ષ બેઠી બડી મહુારે તું મન ભીતર પેઠી.
છળ વ્યંતર તુજ નામે નાશે ભૈરવ ડાકણુ અલગા વાસે,
વિષમ રોગ વયરીદલ ભાજે તું સમલી સબલાસું ગાજે.
કવિતા કોડી ગમે કર જોઇ તાહુરો પાર ન પામ્યો કોઇ.
આદિ સંભૂ બેઠી તું સોહે તુજ દીઠે સઘળો જગ મોહે.

## કળશ.

સલલિત સરસ સાકર સમી, અધિક અનોપમ જાણી;
વિનય કુશળ પંડિત તણી, કરી સેવ મે લાધી વાણિ,
કવિ સાંતિ કુશળ ઉલટ ધરી. નિજ હીયડામાં આણિ;
કર્યો છંદ મનરંગ, ૐકાર સમરી શારદા વખાણી.
તબ બોલી શારદા, જ્યું છંદ કીધું ભલી ભકતે વાચા માહારી;
હું તુઠી મેં વર દીધો લીલ કરી, આસ્યા ફળશે તાહરી.

# તાવનો છંદ.

## દોહરા.

ૐ નમો આનંદપુર નગર અજયપાલ રાજન,
માતા અજયા જનમિયો જવર તું કૃપા નિધાન.

સાત રૂપ શક્તિ હુઉ કરવા ખેલ જગત,
નામ ધરાવે જુજવા પસર્યો તું ઈત ઉત.
એકાંતરો બેયાંતેરો ત્રઇયો ચોથો તામ,
શીત ઉષ્ણુ વિષમ જ્વરો એ સાતે તુજ નામ.

છંદ.

એ સાતે તુજ નામ સુરંગા જપતા પુરે કોડી ઉમંગા,
તુજ આગે ભૂપતિ સબ રંકા ત્રિભુવનમાં વાજે તુજ ડંકા.
માને નહિ તુ કેહુ નીશંકા તુઠો આપે સોવન ટંકા.
સાધક સિદ્ધ તણા મદ મોડે અસુર સુરા તુજ આગળ દોડે,
દુષ્ટ ધીષ્ટ નાં કંધર તોડે નવી ચાલે તેહુને તું છોડે.
આવતો થરહુર કંપાવે ડાહ્યાને જિમ તિમ બહુકાવે,
પહિલો કેડમાંથી આવે સાત શિરખ પણ શીત ન જાવે.
હીંહીં હુંહુંકાર કરાવે પાંશલિયા હાડાં કકડાવે,
ઉનાલે પણ અમલ જગાવે તાપે પહિરણમાં મુતરાવે.
આશો કાર્તિકમાં તુજ જોરો હડયો ન માને ધાગો દોરો,
દેશ વિશેશ પડાવે શોરો કરે સબલ તુ તાતો તોરો.
તુ હાથીનાં હાડાં ભંજે પાપીને તાડે કર પંજે,
ભક્તિવત્સલ ભાવે જો રંજે તો સેવકને કોય ન ગંજે.
ફોડક તોટક ડમરૂ ડાકં સુરપતિ સરિખા માને હાકં,
ધમકે ઘુંસડ ધાંસડ ધાકં ચઢતો ચાલે ચંચલ ચાકં.
પિશુન પછાડણુ નહીકો તોથી તુજ જસ બોલ્યા જાય ન કોથી.

શીઅણ ખીલ કશે એ થોથી મહેર કરી અલગા રહો મોથી
ભક્ત થકી એવડીકાં ખેડા અવલ અમિનાં છાંટાં રેડા,
લાખાભક્તને એ નિવેડા મહારાજ મૂકો મુજ કેડા
લજવસોમાં અજયા રાણી ગુરૂ આણુ માનો ગુણખાણી.
ઘરે સિખાવો કરૂણા આણી કહુંછું નાકે લીટી તાણી.
મંત્ર સહિત એ છંદ જે પઢશે તેહુને તાવ કદી નવ ચઢશે,
કાંતિકલા દેહી નીરોગં લેહેશે લખમી લીલા ભોગં.

## કલશ છપય.

ૐ નમો ધરિ આદિ બીજ ગુરૂ નામ વદીજે,
આનંદપુર અવનીશ અજયપાલ આખીજે;
અજયા જાત અઢાર વચિયે સાતે બેટા,
જપતાં એહિજ જાપ ભક્તસુત કરે મેટા;
ઉતરે અંગ ચઢિયો પલમે તારા વયણે મુંદા
કહે કાંતિરોગ નાવે કદિ સારમંત્ર ગણિયેં સદા. ૧

## ઇતિ જ્વરછંદ સમાપ્ત

એ છંદ સાતવાર અથવા ચાૈદવાર અથવા એકવીશી-
વાર સાંભળે ગણે તો તાપ જતો રહે.

## શ્રી યંત્ર મહિમા વર્ણન છંદ.

( ચોપાઇ. )

જીણુ ચોવીંચે પય પ્રણમેવિ,
સહ ગુરૂ તણા વચન નિસુણેવિ;

યંત્ર તણો મહિમા અતિ ઘણો,
ભાવે બોલું ભવિયણ સુણો. ૧

સોલે કોઠે લખીયે વીશ વ.શ,
સઘળા ભય ટાળે જગદીશ;
અઠાવીશમાં રોગ ભય હરે
છત્રીસે ધ્રુતિ જય કરે ૨

ત્રીસે વલી સાયણીના સતી,
બત્રીસે સુખ પ્રસવે હુતિ;
દેવ ધ્વજા જો લખીયે ઈમે,
પયચક્ર ભય ન હોવે કીમેં ૩

ઘર બારણે જો લખીયે એહ,
કામણ નવ પરાભવે તેહ;
સકણિ સંહારી ન હોવે તીહાં,
ચોત્રીસો યંત્ર લખીયે જીહાં. ૪

ચાલીશે શીશ રોગ ટલે,
પાગે વયરી હેલા દલે;
અને વલી ઠાકર બે બહુ માન,
વસુધા વલી વધારે વાન. ૫

બાસઠે વંધ્યા ગર્ભજ ધરે,
એસા વયણ સદગુરૂ ઉચ્ચરે;
ચોસઠનો મહીમા છે ઘણો,

માર્ગે ભય ન હોય કોઈ તણો. ૬
વારિ ભય રિપુ શાકણિ તણાં,
ચોસઠનો મહિમા નહિ મણાં;
બાવત્તરી ભુત ભુરી જેહ,
જુએ નર જય પામે તેહ. ૭
પંચ્યાશી પંથે ભય હરે,
અઠયોતરશો શીવ સુખ કરે;
વીસો તરશો નયણે નિરખંત,
પ્રસવ વેદ નતે નવિ હુંત. ૮
બાવન શોની ઉલી નીર,
મુખ ધોવે હુવે વહાલો વીર;
સતરિ સયનો મહિમા અનંત,
તુછ બુદ્ધિ કિમ જાણે તંત. ૯
એકસો બહુતરો યંત્ર પ્રભાવ,
બાલકને ટાલે દુષ્ટ ભાવ;
બિહું શોનો યંત્ર લખીયે બાર,
વાણિજ્ય ઘણાં હોય હાટ મઝાર. ૧૦
ત્રણસેં નર નારીનો નેહ,
વિણઠયો વાધે નહિં સંદેહ;
ચારસેં ઘર ભય નહિ હોય.
ક્ષણ ઉત્પતિ ઘણિ ખત્રે જોય. ૧૧
પાંચસેં મહીલા ગર્ભજ ધરે;

પુરૂષ અને પુત્ર સંતતી કરે;
છસેં યંત્ર હોયે સુખકાર,
સાતસે ઝગડે હોયે જયકાર. ૧૨

નવસેં પંથે ન લાગે ચોર,
દશસેં દુઃખ ન પરાભવે ઘોર;
ઇગ્યારસેં જે જીવ દુષ્ટ,
તેહુના ભય ટાળે ઉત્કૃષ્ટ. ૧૩

બંદિ મોક્ષ બારસે હોય
દશ સહસે પુનઃ તેહિજ જોય;
વળી સયલની રક્ષા કરે,
એમ યંત્રતણી મહિમા વિસ્તરે. ૧૪

પંચ્ચાસસે રાજાદિક માન,
શાકણિ દોષ નિવારણ જ્ઞાન,
કંઠે તથા મસ્તક જે ધરે,
અશુભ કર્મ તે શુદ્ધજ કરે. ૧૫

બાવનનાનો મસ્તકે તથા,
કંઠે ખેત્રપાલનો હિ સદા;
પણયાલીસ શિર કંઠે હોય,
સર્વ વશય થાય તસ જોય. ૧૬

કુંકુમ ગોરોચંદન સાર,
મૃગમદ સોં ચોદશ રવિવાર

પવિત્રપણે પુષ્પ મુળ નક્ષત્ર
એકમના જો લાખયે યંત્ર ૧૭
પાર્શ્વજીનેશ્વર તણે પસાય,
અલિય વિઘન સબ દુર પલાય;
પંડિત અમરસુંદર એમ કહે,
પૂજે પરમાથ સબ લહે. ૧૮

(શ્લોક) સગી હિતાર્થે વિધુ. ૧ હીનમા લિખેત્. સ્તને. ૨ ગ્રહે, ૯ ષોડશં, ૧૬ સપ્તપા, ૭ અષ્ટમે, ૮ તિર્થોદશાં સે, ૧૦ પ્રથમેચ, ૧ કોષ્ટેદ્દિપા, ૨ સપ્ત, ૭ ષ... ૬ ય, ૩ અષ્ટ, ૮ ભુ ૧ વેદ ૪ માર્ગણા ॥ ૫ ॥ ॥ ૧ ॥ ઇતિ યંત્ર કોષ્ટક મિદમ ॥



## ભૈરવની આરતી.

જૈન કો ઉદ્યોત ભૈરવ સમકીત ધારી,
સમકીત ધારીને આવે નરનારી;
સામળી સુરતપર જાઊં બલીહારી. જૈન.
કાનુમે કુંડળ મોતીઆની માળા,
લટક લટક આવે ભૈરવ લટકાળા. જૈન.
ખાવા પીવા પહેરવા ઓઢવા સંપત આપો સારી,
બાળકડાંની લજ્જા રાખો મહા સુખકારી. જૈન.
મંગળવાડામાં આપ બીરાજો,

માણીભદ્ર તુમે મહા સુખ આપો. જૈન.
કાળાને ગોરા ભૈરવ બીરાજે,
રૂપચંદ્ર મનવંછીત પાવે. જૈન.



## શ્રી પુદ્‍ગલ બત્રીશી.

હોજી ઉરા પુદ્‍ગલ સંગ નીવારો, એ તો કર્મ તણો છે કુટારો,
તું ઇણુથી છે સહી ન્યારો. તું અવિનાશી અવિકારો. એ ટેક. હો
પુદ્‍ગલ ચડણ પડણ નીરંતર, જ્ઞાની વચન સંભારો,
જ્ઞાનીએ જ્ઞાને તત્વ પ્રકાશ્યો, સાંભળી રૂદય વિચારો. હો. ૧
કરત હે પુદ્‍ગલ ઉત્તમ મધ્યમ, જગતમેં ફિરે ઓશીયાળો,
માયા મમતા પુદ્‍ગલ સંગે, માન મહત્વ પીઆરો. હો. ૨
પુદ્‍ગલથી દશ પ્રાણ બંધાએ, વેદ ત્રણ વિસ્તારો;
ભોગી રોગી શોગી સંયોગી, સંતાપી સુવિચારો. હો ૩
પુદ્‍ગલ પ્રેમથી સોના રૂપા; ચાહત અનેક પ્રકારો,
જડ પુદ્‍ગલમેં તું જઈ વસીયો, ચેતન હોઈશ ખવારો. હો. ૪
આહાર મધુર રવિ વિધ સફાર, ચિંતત વસ્તુ હજારો,
નાહિ મીલન મીલત અવસરમેં, ધરત તે ધ્યાન અપારો. હો. ૫
જાણુ તું ચેતન પુદ્‍ગલ વ્યતિકર, શુભ તે અશુભ નીહારો.
ગંધ અગંધ વરતત તેસે, મેલ મીલન તીહારો. હો. ૬
પુદ્‍ગલકા સબ સંગહે જુઠા, માચત હે મતવાલો,
પરતીત પ્રેમ રખે તુ ચેતન, સમજ (૨) સીખ ધારો હો. ૭

પુદ્ગલ બનતા છોટા મોટા, રાવ રંક પરીવારો,
અનંતે ભવમેં પહેર્યા જામા, તોડી ચાહુત નહિ વારો. હો. ૮
પુદ્ગલ સંગે ધ્યાન ધરત હે, કરત ક્રીયા કુત્ર ધારો,
ભય મોહની તે જલકત સંગે, પુદ્ગલ રાગ મલારો હો. ૯
પુદ્ગલકી આશામેં મુર્ચ્છિત, જીવકુ હોત હે પ્યારો;
પીણ તું અંતર સમજ લે પ્રાણી, ભવદધિનો લેઇ આરો. હો. ૧૦
પુદ્ગલથી સ્ત્રી પુરૂષને ઇચ્છે; પુરૂષ સ્ત્રી ઇચ્છનારો;
નપુસક ધારત દોનું રૂદયે; કેસે તરે ભવપારો. હો. ૧૧
પુદ્ગલ જોગે ઉપજ્યો ત્યાંથી; તેહીજ ઇચ્છન હારો;
પૂર્વ વેદના ભુલ જાવત હે, ફીરી ગર્ભે દુઃખ ધારો. હો. ૧૨
જે જે ગતીના લક્ષણ ગતીમે, તે તે ઉદય સંભારો;
વપુ પ્રસંગે જાન અજાને, અચરીજનો એહ બારો. હો. ૧૩
પુદ્ગલ પીળા ધોળા નીલા, કાલા રક્ત હે પ્યારો;
જીઉકે પુદ્ગલ ભેશ બનાવે, શોભે અશોભે ન્યારો. હો. ૧૪
પુદ્ગલ દેખી જીવ દીવાના, જામા વેષ પટારો,
દેવ અનાદીની ધારણા ધરતાં, વપુ તણો અધીકારો. હો. ૧૫
પુદ્ગલ ફંદમે તું ક્યું ફસીયો; નિંદ્રા દુર ઉડારો,
અષ્ટ કરમ તુજે દુઃખ પુરે, પુદ્ગલ ભય ભંડારો. હો. ૧૬
પુદ્ગલ ઘરમે ચેતન પડીયો, અશ્વોપરે અસ્વારો.
ફિરી ફિરી જાવે તુરંગા રૂઢે, છોડત નાહિ વ્યવહારો. હો. ૧૭
જીવ જાનત હે પુદ્ગલ સુખીઓ, નહી (૨) દુઃખનો ભારો,
કર્મસંયોગે પુદ્ગલે વસ્તો, ગતિ ઊચ નીચ દેનારો. હો. ૧૮

જન્મ જરા મરણુ પુદગલથી, સત્યકો કરત ઘટારો,
ભવ ભુલ્યો ફરત હે ફૂલ્યો, માનત નાહિ અટારો. હો. ૧૯
વિષયવાસના હે પુદગલથી, પંચઇંદ્રિ ભયકારો;
તૃષ્ણા તૃપ્તિ નાહિ કરતહે, અધીક (૨ ઉચારો. હો. ૨૦
ભોગ સંયોગે જેન જેમ વરતે, તિમ (૨) તૃષ્ણા વધારો;
ખારો જલ તે પાન કીયાથી, કહો કેમ સંતોષ વારો. હો. ૨૧
પુદગલ શત્રુ અનાદી નડતો, ધર્મ મીત્ર ધરી યારો;
ધર્મ નાહી પીછાંનત જબ લગ, પુદગલ પાછલ લારો હો ૨૨
ઇમ જાણી પુદગલ લક્ષણુ તે, ધર્મ ધુરંધર પ્યારો;
વીશેષ વરતા કહીએ કેતી, કહેતાં આવે ન પારો. હો. ૨૩
દુનિયાં વ્યવસ્થા દુરે વારો, દુનિયા દુઃખથી હારો;
આજ લગણુ તે કૃષ્ણુ મોરારી, ગાવત ગીત લવારો. હો. ૨૪
હુડાસર્પિણી આરો જાણો, પંચમ કહ્યો દુખારો;
હિતકર ચેતન સમજણુ રાખો, વપુ પ્રસંગ તે ઝારો. હો. ૨૫
ધણુસે અધીકા પુદગલ હેતુ, જીઉજી ધરત પ્રકારો;
અનંતાનંત પુદગલ વિત્યા, અબ તો જરૂર વિચારો. હો. ૨૬
ઉત્તમ કુલ અવસરમે આતે, ધર્મસે મેલ પખારો;
જલ સાબુ દ્રષ્ટાંતે સમજી, ભવ્ય ધરત ઉપગારો. હો. ૨૭
સમજે સોહી પવિત્ર પનોતા, ગુણુ ધારણુ ધરનારો;
તે પ્રાણી શ્રદ્ધા સમકીતમે, પારંગત ભજનારો. હો. ૨૮
ધરો વિવેક મન મંદિર દીવો, વિનય ગુરૂ અવધારો;
પરમ સ્નેહિને પરમ પવિત્રએ, ગુરૂગમથી જીવ તારો. હો. ૨૯

કંઠા પ્રગણે અગસ્થપુરમે, માણિભદ્રજી મનોહારો;
તેહ પસાયે રચના રસીક તે, શ્રવણ કરો નરનારી. હો. ૩૦
લાલરૂચિજી દીક્ષીત મુજને, દોલતરૂચિ અધીકારો;
પુદગલ બત્રીશી વીસ્તારી, આનંદ અધિક અપારો. હો. ૩૧
ઓગણીસે પંચાવન વર્ષે, આસો સુદી રવીવારો;
દ્વીતિય માસને પડવે દીવસે, વરતત જયજયકારો. હો. ૩૨



## લાવણીની ચાલ.

સુણો નીરંજન અરજ હમારી, જાનતહો સબ જ્ઞાનનમે;
તુમ હો શુદ્ધ સ્વરૂપી અરૂપી, કર્મ લગ્યા સબ જાનનમે. સુણો.
કર્મકે બંધનમે નીજ પડીયો, અનંતે પુદગલ વર્તનમે;
અબમે દરિશન પુન્ય સંયોગે, પારંગતકે પંથનમે. સુણો. ૨
ખટ દરશનમે ખટપટ ચલતી, અંધ ભયે વિષયારનમે;
મગરૂરીમે મસ્ત મદોન્મત, ફંદ લગાતે ધરી મનમે. સુણો. ૩
પરમારથકો પંથ ન જાનત, ઢુંગ કરત જગ ઠગનેમે;
પુરૂષોતમકો રૂપ બનાકે, દાસ ભયે કુલ આસનમે. સુણો. ૪
જાન અજાનત સબહી જાનત, ભોગી ભ્રમર સબ ખ્યાલનમે;
અહુનીશ ચાહત કેઈ કટોરા, મચી રહ્યા દુઃખ દાવનમે. સુણો.
અપને પ્રાની ભારી કરત હે, નરભવ ફોગટ હરનેમે;
કાલ કલાકી બાત ન જાણી, ઢુંઢત ફીરતે મરનેમે. સુણો ૬
પાત્ર કુપાત્ર સરીખે ગીનતે, કામ આતુરી લટપટમે;

દાન કરત હે ઓરત યારી, લેતે દેતે હે ચટપટમે. સુણો. ૭

કપટકલામેં પ્રવિણુ હોત હે, કલુષ્ય કર્મકે બંધનમે;
કરૂણારસ તો નાહિ પીછાને, અજ્ઞાની હે સબ જનમે. સુણો. ૮

કલિકાલકા લક્ષણુ દેખત યારો, મુઢમતી ભઇયા જનમે;
શુક્રીત ભાવ ઠેરે નહી દીલમે, ન્યાય રહ્યો નહિ સાજનમે. સુણો. ૯

મુરખ જનોમે મુઢમતી હે, લલના લાલચ કોધનમે;
વીપરીત વાત કરત હે યારો, પઠત ગુન તસબી રૂંધનમે. સુણો.

જબરજસ્ત હે મહન મસ્ત હે, ફરતે જગડા કરનેમે;
ઉલંઠ હોકે ઉલટા ચલતા, મીલતે ભીલતે વર્ણમે. સુણો. ૧૧

ખોજત નાહી અંતર આતમ, કહેતે ધર્મકે પંથનમે;
વાદ વીવાદકી બાતો બનતી, બોલત તેસે ઘમંડનમે. સુણો; ૧૨

એસે વ્યતીકર જગમે બોતકે, દોડત શ્વાન જ્યુ દ્રવ્યનમે;
જોગ પંથ કેસે બની આવે, ભવ ભ્રમણુ કીયા આરતમે. સુણો. ૧૩

અરજ સુણો મેરી સીદ્ધ નીરંજન, સેવક રીરતે નીરાશ્રવમે;
લહેર અંશજો પ્રભુતા પાવે, તો મુજ આનંદ તે ભવમે. સુણો.

અંતર સમજી હોવે જીનકું, ધ્યાન ધરત જબ અનુભવમે;
ઉનકુ વિભાવ દિશા ગઈ નિશ્ચે, શાસ્વતી દોલત એક ક્ષવમે. સુણો.

ઉત્તમ ગુણુથી રત્નજ દીપે, અમૃત સુખકે કારણુમે;
નમો નમો નીરંજન દોલત, નીગુણા સંગ નીવારણુમે. સુણો.



## ( યુવતીનો શણગાર. )

હરિગીત છંદ.

કું કણ તણી શૌંદર્યતા, દીસે ભલી જે મહિ વીષે;
કુ ળવંતી એ શુભ કામની, દીસે ભલેરી શી રીતે. ૧
ચં દ્ર વદની શોભતી, નીજ શીયળવૃતના છાપથી;
દ ઇને રૂડાં દાનો, અને નીજ પુન્યના પ્રતાપથી. ૨
જે કામની જન્મી જનેતા, સાથમાં ભટકે સદા;
ઠા મે ઠરી નહિ બેસતી, નહિ રીજવે પતીને કદા. ૩
લા વણ્ય તે શા કામનું, જો નહી બનીએ પ્રત્તિવૃતા;
લ ગની લગાડી નાથશું, નીજ કંથના શેવે કદા. ૪
સ્થ ળ શાન્ત ને આવેશમાં, સુખે રમે જે પ્રેમદા;
લ ગ્ને વરીને જગ્તમાં, દીર્ઘાયું રહે જો સર્વદા ૫
આ મ તેમ ફરતી ફરે, તત્વ જ્ઞાન શું બુઝે નહી;
ગ વેં ધરી લટકાં કરે, વૈકુંઠમાં કો લે નહી. ૬
લો ભી અને કંઇ લાલચુ, આવી રીતે અથડાય છે;
ડ રતા રહો નીજ નાથથી, એ મંત્ર અહી શીખવાય છે. ૭

---

## સુરજ દેવનો સલોકો.

સરસ્વતિ માતા રૂદયામાં ધરીએ, દેવગુરૂ ધર્મ નીત પ્રત્યે નમીયે
અક્ષર શુદ્ધનો કરજો સુપસાય, સુરજ દેવના જશ ગુણ ગાય.
કહું સલોકો સુણજો સુખદાય, શ્રવણ કરતાં મંગળીક થાય;

આકાશમાર્ગે અર્ઘ ભણીજે, મનુષ્યલોકમાં તેજ પ્રગટીજે.
કાસબદે રાજા કમળા પટરાણી, ચૌદે સુપને રાત વીહાણી;
કુખે ઉપનો સુરજદેવ, ગ્રહ ગણી મલીને સારે તે શેવ
દેવ દાનવને દરશન પાયા, જન્મ્યા હો સુરજ તેજે સવાયા;
સોવનસમ કાયા તેજે જલહુલતી, પ્રભામણી માણીક અતી
ભલભલતી.
જગમગ જોતી તે જાલમ જસ પાયા, નવે ગ્રહુમાંહી અધીક
સોહાયા.
સોળે ચક્રને તેજે તપંતો, ચાર ભુજાને મુગટ દીપંતો.
લાલ હીરાનો હાર જો શોહે, કાને કુંડલને તીલક મનમોહે;
સરવે દેવોએ મહોચ્છવ કરીયો. પુન્ય ખજાનો અધીકેરો ભરીયો
કીરણ પનરસે તેહને કહેવાયે, માસ માસ પ્રતે દીનકર વ્યવશાય
બારે રાશીએ રાસ રમંતો, વીમાને બેસીને ક્રીડા કરંતો.
સપ્ત મુખ ઘોડે શીયાળે ચઢંતો, મહીખ અસવારી ઉનાળે અડતો
વરસાલે ગયંવર ચઢે શીણગારી, સુરજદેવની શોભા અતી ભારી.
અતિ ઘણા દેવોએ મીલી પ્રસીધો, નવલખ તારાંરો ઠાકુર કીધો.
પોતે વરપાઇ અમરાપુર લીધો, ત્રણ ભુવનમે સમરથ સિધ્ધો.
અઠાવી નક્ષેત્ર સતાવી જોગ, મકરસંક્રાંતે પરણે સુખ ભોગ;
ચઉરાશી ગ્રહ સેવા સુધારે, પોહવી ઉપર તીબીર દુરવારે.
દેવ દેવીયો આગળ નમંતા, જક્ષ હજારો સેવા કરંતા;
ચાર હજાર અંગ રક્ષણીયા, તાબેદારીમે બહુ દેવ ભણીયા.
જોતશી ઈંદ્ર જોત પ્રકાશી, મેરૂ પાખલીયે નીત્ય પ્રત્યે વાસી;

જીવીત પલ્યોપમ એક જાજેરો, એહુનો અવદાત શાસ્ત્રે ગણેરો;
દાન પુન્ય તે સુરજની સાખે, વરત ધરવું તે દીવસનું ભાખે;
તપજપ ધ્યાન તે ભાવના રાખે, પંડિત પુરૂષો તે શાસ્ત્રેથી દાખે;
તેજે તપંતો તરૂણી જયવંતો, ગુણીજન પ્રાણી તે ભક્તિ ભજંતો.
દશ પંચ મંડળે રહે હરખંતો, મુહુરત એકને અંતરે રહંતો.

સોલમ સુવર્ણ સુરજ ઘર જીપે, ઉદય ઉદયાચળ પર્વત દીપે;
નીર્મળ ઉગંતાં બે ઘડી સારો, ભલકત ભાણુને નાસે અંધારો.
સુરજ ક્ષત્રી તે તેજે કરી પુરો, સમરથ ગુણેથી નહી અધુરો;
આરાધે અર્ક ભક્તિએ રાચી, દીન (૨) સંતતી તસ ઘર થાતી.
સુરજદેવના ગુણી ગુણધાર, જ્ઞાન તત્વ વીણુ ન લહે પાર;
કાસબ રાજાનો કુંવર કહેવાય, જીતના ડંકા નોબત બજડાય.
વરકન્યા પરણે વરઘોડા થાય, તીણુ સમે ધવળ મંગળ કહેવાય;
ઓછ્વ આદરી ગણુપતી ઠાય, લગન પહેલે દીન સરલોકો ગાય
સુરજચંદની સાખી સમજાય, વરઘડીયાં પરણે અધીક સમુદાય;
ઓછ્વ મોછ્વ  અધીકેરા થાય, સલોકો ગાતાં આનંદ થાય.
નર ભમર થઈ વાંટો વધાઈ, લાડકડા લાડી લાવો પરજાઈ;
સુખના સિંધુ પુરવ કમાઈ, લખમી લીલા આપો વરદાઈ.
અંબર વાઝાને ભુષણુ પહેરાઇ, પાન સોપારી શ્રીફળ વરદાઇ;
ફુલની માળા મહેકે વીલસાઈ, ઇણુ પરે હરખે લાહો લેવરાઈ.
સોહાગણુ સારી રૂપે રંગીલી, કંકુ તંદુલે તીલક વસીલી;
વર રાજાને ઘોડે ચઢાઇ, મનોહર માંડવે ભલી સજાઈ.

ભણજ્યો ગુણજ્યોને ચીતમાંહી ધરજ્યો, સુખ સંપદા અધીકેરી વરજ્યો;
દીનકર દેવના ગુણ જે ધરશે, દોલત દાતાર પાર ઉતરશે.
સંવત ઓગણીસેં અઠાવન વરસે, માઘ વદીદશમી શુકરને દીવશે;
મગરવાડજી અગસ્થપુરમે, તેને સુપસાયે દોલતરૂચી ઘરમે.
સુરજ સલોકો કહ્યો સુખકારી, સાંભળજ્યો ભણજ્યો સરવે નરનારી
લાલરૂચીજી ગુરૂએ ગુણ કીધો, સુરજ પ્રસંગે દોલત જસ લીધો.

---

## કળિયુગનો ચમત્કાર.

### દુહા.

દરજી દેવ પુજા કરે, ખાખી બન્યા બહુ વાઘરી;
દવામાં દારૂ થયા, મોચી કરે મહેતાગરી. ૧
પંથ ચાલ્યા પાખંડના, ગરોડા જોશી ઠર્યા;
બ્રાહ્મણ ખેતી ભાડાં કરે, વૈરાગી લગ્ને વર્યા. ૨
રજપુત રૈયત થઈ રહ્યા, હથીયાર ન રહ્યાં હાથમાં;
દગાબાજ ડાહ્યા થયા, તાબુત તેના સાથમાં. ૩
માન વધ્યાં માવડીયાનાં, બાધા ડામા હાથની;
બેંકોમાં ડુબ્યા વાણીયા, નકલો વધી ભાત ભાતની. ૪
ગૌ ભેંસ ઘણાં પીડાય છે, વાર બુમ કોઈની નથી;
વાડા બનાવ્યા કેદના, દંડ માગે છે મહીપતી. ૫
ધરમાદી ધરતી ઉપર અવળુ મર્યું, ઈમાન કોમે નહી આવતું
શાસ્ત્ર તો છપાઈ ગયાં, હવે શું અનર્થમાં ઓછું રહ્યું. ૬

વાહાલાં વેરી થઈ રહ્યાં, રાગ રહ્યો નહી રોશમાં;
દયા તો દેવલોકે ગઈ, દુનીયાં દુખી દોષમાં. ૭
બહુ પાપે પેદા થયું, કોગળીયું કળીકાળમાં;
આવરદા ઓછો થયો, જીવ પડયો જંજાળમાં ૮
આચાર ધર્મ ઓછો થયો, કૌતુક થાય છે કારમાં;
બેટી સાટે બાપ પરણે, હવે શું રહ્યું સંસારમાં. ૯
પુન્ય તો પાતાળે ગયું, ગુણ ગયા તે ગર્વમાં;
કહેતાં કાયા થરહરે, પ્રીટણ કાળના ફંદમાં. ૧૦
પાપી ગણા સુખીયા થયા, સત્યતા દુઃખી દેખાય છે;
કહે કંકુચંદ સમજયો પ્રાણી, છેવટ સત્યતાનો જય
થાય છે. ૧૧



## આંખ વિના અંધારૂંરે.

જ્ઞાન વિના ઘોર અંધારૂંરે, શ્રોતા જન સન્તો; જ્ઞાન.
અજ્ઞાન તિમિર હરનારૂં, ભવોદધી દુઃખ કાપનારૂં;
એવું તે જ્ઞાન મનમાં ધારૂંરે. શ્રોતા૦ ૧
મોહ, ક્રોધાદી દુત દમનારૂં, શીયળને પુષ્ટી આપનારૂં;
કુમતીને દુર કરનારૂંરે. શ્રોતા૦ ૨
અલખ નીરંજન નામ તારૂં, અમરાપુર વાસો કરનારૂં
કંકુચંદ કેહે જ્ઞાન રૂદયમાં ધારૂંરે. શ્રોતા૦ ૩



## સાત વ્યસન વિષે.

રાગ ઉપરનો.

હવે જરી આંખ ઉઘેડોરે, સુતેલા ભાઇઓ; હવે જરી. એ ટેક.

વ્યસનથી અલગા રહો વ્હાલા, ધન ખોઈ કહેવાશો લાલા;
અમૃત પીયોને મારા વહાલારે સુતેલા૦ ૧

અફીણથી ક્ષય રોગ થાશે, ગાંજાથી લોહી સુકાશે;
દારૂથી જીંદગી ખોવાશેરે. સુતેલા૦ ૨

પરનારીથી નર્કે જાશો, જુગારના ફંદામાં પડશો;
ભાડા વિનાની ખોલી જોશોરે. સુતેલા૦ ૩

ચોરીનું ધન ન રહે ઘરમાં, કાં માટીમાં કે જળમાં;
નહી તો જાશે સટ્ટામાંરે. સુતેલા૦ ૪

દારૂ ને જારી બે ભાઈ, ચોરી માતા છો ભાઈ;
સટ્ટો છે તેનો જમાઈરે. સુતેલા૦ ૫

સાક્ષી તેના અફીણુજી છે, ગાંજો તેનો કાકોજી છે;
જુગાર પ્યારો મીત્ર છેરે. સુતેલા૦ ૬

કુવ્યસન તજશો તોરૂં, શોખથી નહી થાય સારૂં;
જીવતર થશે ખારૂં ખારૂંરે. સુતેલા૦ ૭

જે જન સાતે વ્યસન તજશે, ભવસીધુંને તે તો તરશે;
કંકુચંદ કહે સ્વર્ગે જઈ અડશેરે. સુતેલા૦ ૮

## ગરબી.

લાલચે લલનાના લાખો લુટાણા,
કામના કિંકર કેઈ કુટાણા. એ ટેક.

યોગીઓએ પણ છોડયા જોગો,
ભોગી થયા તે તો ભોગવી ભોગો. લાલ૦ ૧
સાધતા સાધક જેઓ સમાધી,
ખરેખરી તેને જુતીઓ ખાધી. લાલ૦ ૨
જાણુતા જે નર જગમાં કહેવાણુા,
તરૂણીએ તેઓને પશુપરે તાણ્યા. લાલ૦ ૩
દેતા સર્વેને જે ઉપદેશો,
કામની સંગે પામ્યા તે કલેશો. લાલ૦ ૪
જ્ઞાન ગુમાવી ગયા કેઇ જ્ઞાની,
માન તે રાખી રહ્યા નહી માની. લાલ૦ ૫
ભણેલા તેતો ભમણાજ ભુલ્યા,
ડાહાપણે ડોલી ડોલી તે ડુલ્યા. લાલ૦ ૬
મુજ સમ તુજ સમ કો ન મુકાણા,
ચતુર હતા પણ ભમણા ચુકાણા. લાલ૦ ૭
ધન્ય તે જે રહ્યા ધીરજધારી,
અમૃત સુખના એ અધીકારી. લાલ૦ ૮

## પદ બીજું.

પશુપરે પાસમાં તે પકડાણા,
જુવતીની જાળમાં જે જકડાણા. એ ટેક
મોહ્યા જે જન મુખને મટકે,
લલચાણા વળી લોચન લટકે પશુ૦ ૧

ભ્રકુટીના ભાવ ભમ્યા જે ભમતા,
નર તે તો કિંકર થઈ રહે નમતા. પશુ૦ ૨
જે પુરૂષે કુચ કુંભ બે જોયા,
રસિક થઇ તે તો પોતે રોયા પશુ૦ ૩
ચંચળ ચાલે નારી તે જે ચાલ્યા
ઘેરી તેઓને તો ધુલિમાં ઘાલ્યા. પશુ૦ ૪
તન અને મન ધન બગડયાં તેનાં,
જુવતીને વશ થયા જગમાં જેનાં. પશુ૦ ૫
મહાજન રાજન સાજન મોટા,
છબીલીને વશ થઈ થઇ ગયા છોટા. પશુ૦ ૬
જગતમાં નારીને વશ નહિ તે તો,
ત્રિભુવનનો પત્તિપાવન તે તો, પશુ૦ ૭
નિર્વિષયી જે તજે નરનારી,
અમૃત સુખના તો તે અનુસારી. પશુ૦ ૮

પદ ૩ જું.

સાચા સમરથ તેઓ જે સુરા,
પોતે જીતેલા જે કામને પુરા એ ટેક
ધીરમાંહી મહા મોટા ધીરા,
વિષયોને વશ નહિ જે વીરા. સાચા૦ ૧
શેરાને મારે કેઈ સમશેરા,
ઘાલીને ગિરિકંદરે ઘેરા. સ.ચા૦ ૨
હાકે પોતે કેઇ હાથીને હાંકે,

છકેલા એવા મહા મદનની છાકે. સાચા૦ ૩
ગણે ના મહાબળી તોપના ગોળા,
ડરનારોને તો જેવા યમ ડોળા. સાચા૦ ૪
યુદ્ધમાં જોર કરે કેઈ યુધ્ધો,
ક્રુરો બનેલા જે બહુ ક્રુધ્ધો. સાચા૦ ૫
સર્વે તેઓ નહિ સુભટો સાચા,
કામને જીતવા તે સહુ કાચા. સાચા. ૬
પુરા તેજને તે જન પામ્યા,
જીતી કામ તે જસથી જામ્યા. સાચા૦ ૭
કવિયો પણ તેની કિર્ત્તિ કરે છે,
વીજય અમૃત સુખ એજ વરે છે. સાચા૦ ૮

## પદ ૪ થું.

કરી કરીને શુભ કામરે, લીજે નરભવ લાહો. એ ટેક.
પર ઉપકારને કરવા પ્રિતે, હઈયામાં ધરી હામરે, લીજે. ૧
દીન દુઃખીને નજરે દેખી, દાનમાં ખરચો દામરે. લીજે. ૨
સાંભળી સદ્‌ગુરૂથી શુભ શાસ્ત્રો, તજીએ દોષ તમામરે લીજે. ૩
અંતર આત્મિક તત્વ આરાધી, અમૃત સુખ અભીરામરે. લી.૪

## પદ પાંચમું.

ધરી ધરીને નીજ ધર્મરે, તત્વ ખોલવું તેનું. એ ટેક.
અંધ ગયંદને ન્યાયે અજાણે, કુટવું નહિ જડ કર્મરે તત્વ. ૧
સાધે દેખા દેખી જે સાધન, નર પામે તે ન મર્મરે. તત્વ. ૨

દૃઢ તાત્વીક મતી મનમાં ધરવી, વપુમાં જીમ વર્મરે. તત્વ. ૩
તત્વાતત્વ વીવેચનતાથી, સુંદર અમૃત શર્મરે તત્વ. ૪

પદ ૬ ઠું.

તજી તજીને ખરૂં તત્વરે, ભુલ્યા ભવમાં ન ભટકો એ ટેક.
બહિરાત્મકમાં મોહી જે બેસે, મન માનીને મમત્વરે. ભુ૦ ૧
મુળ સ્વભાવને કોરે મુકી, જીવતે પામે જડત્વરે. ભુ૦ ૨
રાજસ તામસના કોઈ રસીયા, સંગ્રહે કોઈક સત્વરે ભુ૦ ૩
અમૃત સુખ સાધનનું એ તો, આત્મ અનંત અજત્વરે. ભુ૦૪

## પદ સાતમું.

નથી નથી કોઇ નથી સગું તારૂં સાચુંરે. એ ટેક.
જુઠાં સગાં તે સાચાંરે જાણે, કહીએ ઘણું કથી. નથી. ૧
સ્વાર્થ સુધી તે તો સગાં છે, મોહે મરે કયાં મથી. ન૦ ૨
પ્રેરક તું મન તનનો પોતે, રથનો જેહવો રથી ન૦ ૩
આત્મા અમૃતરૂપી એ આ. પુન્ય સુપંથ પથી. ન૦ ૪

## પદ આઠમું.

મનનો માર્યો મરે, પોતે પોતાનારે મન. એ ટેક
મન અરહટને ફેરવી મુરખ, ફેરવ્યો તેનો ફરે. મન ૧
વીષયમાં મનને કરીને વીલુબ્ધું, કોટી કલેશ કરે. મન. ૨
આત્મા એહને વસજો આણે, તો ભવસીંધુ તરે. મન. ૩
અમૃત ગુણ રાસી અવીનાસી, ધૃતી મૃતિ કિર્તિ ધરે. મન ૪

## પદ નવમું.

મનને વશ કરે તે મુની મોટા,
ખેલે ખેલ બીજા તે તો ખોટા. એ ટેક.

શરમમાં ખરતે મસાણે રહે છે,
સરવે ભક્ષી થઇ તાપ સહે છે. મન૦ ૧
પાંચકે સુધરે પશુ અજ પોતે,
જળચર જળમાં નાહે છે જો તે. મન૦ ૨
કરાવી કરે છે મરકટ કરણી,
વળી વળી રામ રટે શુક વરણી. મન૦ ૩
લોચન કર્મ કરે સહુ લલના,
કાગ કરે ન ભક્ષાભક્ષ કલના. મન૦ ૪
ભુખે મરે નીરધનીયા ભીખારી,
વીકલ રહે છે સ્વતંત્ર વીહારી. મન૦ ૫
મન વશ કર્યા વિના મુનીયો જે મુઢો,
ખુઢીયા ટોળાના જેવા, તો ખુઢો. મન૦ ૬
મન વશ કીધાં તે મુનીયો મહાત્મા,
પરમ અમૃત સુખ ભોગી પરાત્મા. મન૦ ૭

## પદ દશમું.

રાગ. સ્યામકલ્યાણ.

ભણી ભણીને મત ભુલરે, ખેલ જાણી લે ખોટો. એ ટેક.
પંડીત થાય છે જગમાં પુજાવા, ફોગટ કરતો ફુલરે. ખેલ. ૧
પંડીત થઇને સમજ્યો ન પોતે, ડાપણ થઇ ગયું ડુલરે. ખેલ.
કરતો પંડિત કુટીલનાં કામો, કલંકીત કરશે કુળરે. ખેલ ૩
અમૃત સુખને જો તુ ઇચ્છે, મોહનું છેદને મુળરે. ખેલ. ૪

## પદ અગીયારમું.

નથી નથી કોઈનો નેહુરે, તુમે મત મત તાણો. એ ટેક.
માત પીતા સુત બાંધવ મોટા, તુમને તજે છે તેહુરે. તુમે.
નારી નઠારી નરક નીશાની, છટકી દેછે છેહુરે. તુમે. ૨
પ્રીતે જેને પાળી પોશી, દુર રહે તે દેહુરે. તુમે. ૩
ખરચી દામ બનાવ્યું જે પોતે, ગણુમાં પોતાનું ગેહુરે. તુમે. ૪
અમૃત સુખ સાધન છે એમાં, અંતર સમજો એહુરે. તુમે. ૫

## પદ બારમું.

કછુ કછુ સાધુ કહે, તબ હુમતાકુંરે કછુ કછુ સાધુ કહે. ટેક
મદન વીકાર જાકે મનમે, ચીત્ત ન બીત્ત ચહે. તબ. ૧
કથની જેસી તેસી કરની, રહેની એસી રહે. તબ. ૨
બહીરંતર સો બરતત ઐસો, ગુન અવીરૂધ ગહે. તબ. ૩
પરગ અમૃત સુખ સોહી પાવે, લોકિક કિર્તી લહે. તબ. ૪

## પદ તેરમું.

રાગ કાફી.

જાની એ શુદ્ધ જતી, તબ ગુનીતાકુરે જાનીએ શુદ્ધ જતી. ટેક
અધ્યાત્મીક જો બસ્તુ આરાધે, મુદન જાકી મતી. તબ૦ ૧
મનીકુહી કંકરસી મનમેં, રાખે તને કરતી. તબ૦ ૨
મન ચંચળતા જાકી મીટીહે, ગહુતન દુષ્ટ ગતી. તબ૦ ૩
જાકી આત્મીક તત્વ તે જતના, અમૃત સુખદ અતી. તબ૦ ૪

## પદ ચૌદમું.

માનું મે વાકુ મુની, સુધર સયાનોરે, માનુ મે વાકું મુની. ટેક

અશુભ ક્રીયા જો ઉરમે ન આને, ખલતા ખોટી ખુની. સુધર.
સમદરશી જો બરતસ બનતે, પાવન ચરીત પુની. સુધર.
ચીન્મય મુર્તિ આત્મકી ચારૂ, ચીતમે ધરત ચુની. સુધર.
અમૃત સુખ ભોગી હે એસો, ગર્વ વિમુક્ત ગુની. સુધર.

## પદ પંદરમું.

બીષય તે જો હે બચ્યો, સોઈ ગુની સાચોરે. બિષય તે. ટેક.
જુવતી રૂપકું દેખી કે જાને, રંચ ન રાગ રચ્યો. સોઈ. ૧
લલીત બચન તેજો લલનાકે, નચવત નાહી નચ્યો. સોઈ. ૨
પ્રીયતીય પ્રીયકે પાસમે પરીકે, પ્રેમમે જો ન પચ્યો. સોઈ. ૩
અમૃત સુખ સાધક ઈનમે, લાલચ તે ન લચ્યો. સોઈ. ૪

## પદ સોળમું.

રાગ ગરબી.

ધીગ ધીગ તેઓને તે ધર્મના ધુતા,
દર્પે ભરેલા જે દંભના દુતા. એ ટેક.
સદસદ વ્યક્તિ વિમુક્ત સંન્યાસી,
વિષય વિમોહીત મુઢતા વાસી. ધીગ૦ ૧
રાગે ભરેલા વળી વૈરાગી,
તત્વ ન પામ્યો તે તાત્વીક ત્યાગી. ધીગ૦ ૨
બહુ નીરધન જન બની ગયા બાવા,
ખાખો ચોળી ચોળી માગેરે ખાવા. ધીગ૦ ૩
જતીઓ બનેલા જે જાણે ન જતના,
મા બાપે વંચેલા માહિત મતના. ધીગ૦ ૪

સાધુ બની જે ન સા઼ગ ન સાધે,
અવળા આરંભની કરણી આરાધે. ધીગ૦ ૫
સંવેગે રંગ્યા ન જે સંવેગી,
ઉદર ભરણુના તે ઉદવેગી. ધીગ૦ ૬
દીલ નાપાકી જે દરવેશો,
હકતાલાના હરામી હમેશો ધીગ૦ ૭
જોગ ન જાને જટાળા જે જોગી,
ભોગમાં મોહેલા મોટાજ ભોગી. ધીગ૦ ૮
આત્મદશાને ન જાણે અતીતો,
વીષયમાં વલગી થએલા વ્યતીતો. ધીગ૦ ૯
મત વાદીઓ બીજા વળી મોટા,
ખાસુ બોલે પણ અંતરે ખોટા. ધીગ૦ ૧૦
તત્વ વીચારને જાણે ન તે તો,
અમૃત સુખના ભોગી ન એતો. ધીગ૦ ૧૧

## પદ સતરમું.

રાગ કાફી.

વેગળો઼ં છે વૈરાગરે ભુલા ભાઇ શાથી ભમો છો. એ ટેક.
નારી નહી કે હોય નીરધનીયો, તેથી ઉકલે ત્યાગરે. ભુલા. ૧
પેટ ભરવાના કરીને પ્રપંચો, રાખે રામથી રાગરે. ભુલા. ૨
ઠગવા લોકોને જોગને ઠાઠે, અંગે સહે પંચ આગરે. ભુલા. ૩
સાધે સમાધીને સાધન સાચે, જપ તપને વળી જાગરે ભુલા. ૪
તત્વ વીચાર વીના જે ત્યાગી, કુડા જેહવા કાગરે. ભુલા. ૫
તત્વ વીચાર હોય તે ત્યાગી, અમૃત સુખ અનુરાગરે. ભુલા. ૬

## પદ અઢારમું.

ભુંડા ધરી ધરી ભેખરે ઠગારા લોકો ઠગે છે. ભુંડા. એ ટેક
નવારે થાય તે જુનાને નીંદે, વીપરીત કરીને વેષરે. ઠ૦ ૧
પાડવા લોકોને પોતાના પાસે. ઉલટા દેઈ ઉપદેશરે. ઠ૦ ૨
બાહીર કષ્ટ ક્રિયા તે બતાવે, લેઈને શાસ્ત્રનો લેશરે. ઠ૦ ૩
એમા ઉપર દાખવે ખાંતે, ધરે હૈયામાં દ્વેષરે ઠ૦ ૪
મુંડે કોઈ કોઈ લુચે માથાં, કેઈ ધરે પંચ કેશરે. ઠ૦ ૫
તત્વ વીચાર વીનાના તે તો. નીશ્ચે હોળીના નરેશરે ઠ૦ ૬
માટે તત્વ વીચાર તે મોટો, અમૃત સુખ આવેશરે. ઠ૦ ૭

## પદ ઓગણીશમું.

કોઈ નથી કરનારરે, બનવાનું તેજ બને છે. કોઇ૦ એ ટેક.
ઇશ્વર રૂપ રહીત અનાદી, ઘડશે કયમ ઘડનારરે. બન૦ ૧
ઈહા વીના પ્રેરકનો એને, આરોપીયે આભારરે. બન૦ ૨
બીંબ વિના પ્રતિબીંબ ન બેસે, આભાસ નહી આકારરે. ૩
નીગમ કહે છે નેતિ નેતિ, વાચારંભ વીકારરે. બન૦ ૪
મન વિના ઈચ્છા હોય ન માટે, નહિ તે તો નિરધારે. બન૦ ૫
બનવાનું જે તે સહેજ બને છે, એવો ખરો આધારરે. બન૦ ૬.
પરમાનંદને તો તમો પામો, અમૃત સુખ અવીકારરે. બન૦ ૭

## પદ વીશમું.

મુંડે ભુંડાને મુંડરે, કુડીયા કુડ કરીને. મુંડે ભુંડા. એ ટેક.
અધિકાર રહિતોને દીક્ષા આરોપે, ભટકે પછી જેમ ભુંડરે. કુ.
બાહીર કષ્ટ ક્રીયાઓ બતાવે, કપટ ક્રીયાના કુંડરે. કુ. ૨

અંતર આત્મદશા નહિ આવે, લોભે લંપટ જેમ લુંડરે. કુ. ૩
બહુ જન ગામોગામ બગાડે, ઝાઝાં ફરતાં ઝુંડરે. કુ. ૪
ગુરૂકુળની મરજાદા ન ગણતા, રખડે જેમ રણુંડરે. કુ. ૫
અમૃત સુખ કેમ તેઓને આવે, તત્વ ન જેને તુંડરે. કુ ૬

## પદ એકત્રીશમું.

પ્રગટયાં બહુ પાખંડરે, મહા કળીકાળમાં મોટાં પ્રગટયાં. ટેક.
સાધુ થઇ અસાધુતા સાધે, અજ્ઞતા ભરેલ અખંડરે. મ૦ ૧
મુખ્ય મારગને કોરે મુકી, પોગળ ચલવે પ્રચંડરે. મ૦ ૨
અલ્પ શ્રુતોના તે આદેશી, ભજવે વેષો જેમ ભંડરે. મ૦ ૩
કલ્પીત મનોના મતોને કલ્પે, બળવાખોર જેમ બંડરે. મ૦ ૪
ભટકે માગી ખાતા ભીખો, ખંડ અને પરખંડરે. મ૦ ૫
અમૃત સુખ તેઓ ન ઇચ્છે, ચાલે કપટમાં ચંડરે. મ૦ ૬

## પદ બાવીશમું.

રાગ ધીરાનો.

સાધુ તે તો સાચોરે, રાચે ન જે રાગરસે;
કહીએ તેને કાચોરે, વિકળ જે વીષય વસે. એ ટેક.
મોહ મમત્વ મદ મત્સર મુકે, શત્રુ મીત્ર સમાન;
અહંકારને જે કરે અળગો, ધારે ન દ્વેષનું ધ્યાન;
વશ મન વાસોરે, કાયા તેમ તપથી કસે, સાધુ. ૧
સમતામાં રમતો સમાધી સાધે, વીરાધે ન વીનય વીવેક;
સર્વ સત્વને આતમ સમ સમજે, છાંડી છળમળ છેક;
તૃષ્ણાને તમાચોરે, મારી રહે મુગધ મસે. સાધુ. ૨

અધ્યાત્મમાં નીજ આત્મ અભ્યાસી, અવિનાશી [illegible] અંગ;
આત્મરૂપ અનુભવ અભ્યાસી, સન્યાસી સતસંગ;
જગતમાં જાચોરે, હીરો જેમ તેજે હસે સાધુ. ૩
ઉત્તમ ગુરૂ પેખો ઉદ્યમથી, રત્નાગર જેમ રત્ન;
અમૃત સુખને અવીચળ આપે, જો જો કરીને જત્ન;
મત કોઇ માચોરે, દેખી મુની વેષ દશે. સાધુ. ૪

## પદ તેવીશમું.

રાગ કનરો.

તજીએ ગુરૂઓ દુર્મતિ તેવા, સજીયે સદગુરૂ ચરણની સેવા. ત૦ટે.
ધર્મ મીષે ધન હરતા ધુતારા, ઉન્મત પંથમાં જેના ઉતારા. સ૦
ચેલાના ચેલા તિમ તેના ચેલા, વિષય ભરેલા કરે વીષના વેલા. સ૦
બુડતા તે પોતે બીજાને બુડાડે, ઉડતાં પંખી જેમ ધુલ ઉડાડે. સ૦
વિપરીત શાસ્ત્રથી વદતા વાતો, ઉન્મતથી કરતા ઉન્માદો. સ૦
તેવા તો ગુરૂઓ દુરથી ત્યાગો, અમૃત સુખમાં જો અનુરાગો. સ૦

## પદ ચોવીશમું.

તારૂં કુણ તું જોને તપાસી, નીજ ગુણ નીશ્ચયનો થાને નીવાસી. ટેક.
કોઇનો ન તુ છે તારૂ ન કોઇ, જગતમાં સમજી શકે જો જોઇ. તા૦
સ્વારથીયા છે સરવે સબંધી, આદરે મમતા સ્યું એમાં અંધી. તા.
ભુલે છે કેમ દેખત ભુલી, ફોગટ ફંદે ફસે સ્યું ફુલી. તા૦
જકડાઇ જા માં જુઠ જંજાળે, ભવભીરૂ જો તું શુભ ભાળે. તા૦
સર્વ તજી થા સજ્જન સંગી, અમૃત સુખ પામે સુચી અંગી. તા૦



# જાહેર ખબર.

માણીભદ્રવીરના સ્થાનકે આવી બાધા મુકવાની તેની તપસીલ નીચે મુજબ.—

૧ જે બાળકની બાધા મુકવાની હોય તે બાળક નાનો હોય તો તેના માબાપે અગર બીજો અન્ય માણુસ સાથે હોય તેને પોતાની ગોદમાં તેડી લેઈ માણિભદ્રજીની પછવાડે ત્રણ વખત ફરવું અને તે સાથે બીજા માણુસે એક શ્રીફળ ( યા ) બે શ્રીફળ વધેરવાનાં હોય તે શ્રીફળ હાથમાં લેઇ એક પાણી ભરેલો લોટો લેઈ શ્રીફળ ઉપર પાણીની ધારા કરતા બાળકની પછવાડે ત્રણ વખત ફરી પછી સર્વે જણ વીર આગળ આવી પોતે રાખેલ નીયમ પ્રમાણે બાધા કરશો તો કુળની વૃદ્ધિ થશે.

૨ બાધા મુકવા આવનાર સદ્ગૃહસ્થોએ પોતાની પ્રેરણા પ્રમાણે શ્રીજૈન શ્વેતાંબરવાડી ત્યા બુકમાં છાપેલા આસનોમાંથી ગમે તે ખાતામાં મદદ કરવા જરૂર આપનો પુન્યસ્થ હાથ લંબાવશો એવી આશા છે.

૩ બાધા મુકતી વખતે લોટ કેવી રીતે લેઇ બાધા મુકવી, કોને કોને પૈસા આપવાના છે, તે સર્વે હકીકત પુજારીને પુછી વાકેફ થવું.

૪ બાધાની લોટ છોકરાને પારે લાવ્યા શીવાય પરભારી મોકલશે તો બાધા વળશે નહિ, તેમ તેના કુળની વૃદ્ધિ પણ થશે નહીં માટે કોઇએ પરભારી લોટ મોકલી બાધા મુકાવવી નહીં.

૫ માણીભદ્રજીના વર્ણનની ચોપડી મંગાવનારે અડધા આનાની ટીકીટ બીડવાથી મોકલી આપવામાં આવશે ચોપડીની કીમત લેવાની નથી.